सत्यान्नास्ति परोधर्मः.

સત્ય કરતાં બીજો શ્રેષ્ઠ ધર્મ નથી; માટે સાચું વિચારો,
સાચું બોલો, અને સાચું કરો. ભક્તિરૂપ વૃક્ષ માટે
હૃદયક્ષેત્ર તૈયાર કરવાના એ સાધનો છે.

# ભક્તિનો ભોમિયો

( એ માર્ગના જીજ્ઞાસુઓ માટે )

રચનાર

ભક્ત નિછાભાઈ ફકીરભાઈ વાનપ્રસ્થ.
સુરત અને સુલતાનપુર.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
મણીશંકર નારણજી ઉપાધ્યાય.
નાનીમાળ-પાલીતાણા.

सर्व धर्मान् परित्यज्य, मामेकं शरणं व्रज ।
अहं त्वां सर्व पापेभ्यो, मोक्षयिष्यामि माशुच ॥

( भगवद्गीता )

આવૃતિ ૧ લી.
સંવત ૧૯૫૮.
કિંમત ૦ા રૂા.—કાચું પુઠું



ભક્ત નિરછાભાઇ.
જન્મ સં. ૧૯૨૬.

ઉપાધ્યાય મણીશંકર.
જન્મ સં. ૧૯૪૩.

ધી ગુ પ્રી. પ્રેસ—અમદાવાદ.

# પ્રસિદ્ધ કર્તાની વિજ્ઞપ્તિ.



સુજ્ઞો ! આ લઘુ ગ્રંથ આપની સેવામાં છપાવીને રજુ કરતાં મારે બે શબ્દોલખવાની જરૂર છે. ભક્ત નિછાભાઇએ પોતાની સશક્ત હાલતમાં એક સારા પગારની ગવર્નમેન્ટ સર્વીસ (લાલચ)ને લાત મારી જન સેવા અર્થે ઠામ ઠામ વિચરે છે, અને ભાઇબેનોની શાન્તિ માટે તન, મન, ધનનો લગભગ દશ વર્ષથી નિષ્કામ વ્યય કરે છે. મને એ શરીરનો ૭—૮ માસ અખંડ પરિચય થતાં અને સતસંગનો લાભ મળતાં મારો એઓના તરફ પુજ્યભાવ પ્રકટયો. અત્રેની સતસંગ મંડળી અને આખું નિવાસ સ્થાન એજ ભાવે એક સરખી રીતે એમના તરફ જોવા લાગ્યું. એમના સમતાના ગુણો અને આત્મિક પ્રેમે મંડળી નો પ્રેમ આકર્ષાયો. એમનો ૭—૮ વર્ષનો પાછલો સત્સંગીઓ પ્રત્યેનો પત્રવ્યવહાર અને વર્તણુંક, તથા રાત્રિ દિવસ નિષ્કામ ઉપદેશ અને તે મુજબની રહેણી જોઇ મંડળી અને હું એમના પ્રેમથી સંલગ્ન થયાં, અને શિષ્યવૃત્તિ ઉદ્ભવી. દર્મ્યાન પોતાના સ્થુળને અત્રેની આબોહવા અને નિવાસ સ્થાનની સંકોચતા પ્રતિકુળ જાણાતાં સ્થાન ફેર થવા વિચાર જણાવ્યો. હમે આ વાતને અસહ્ય માની મંડળીની સલાહથી આ ઉપાય યોગ્ય ધાર્યો. અમલ કર્યો. પ્રભુ શરણોને હંમેશાં ઉન્નતિ ક્રમેજ રાખે છે. તે નિયમાનુસાર મારી મનોવૃતિ એકની સહસ્ર કરવા પ્રેરાઇ. જે વાતો સત્સંગ વખતે ચર્ચાતિ હતી, તેનો લાભ સર્વ ભાઇ બેનોને મળે એ હેતુથી

મજબુત થઇ. પોતાનો અભિપ્રાય માગ્યો તો જણાવ્યું કે " આ શરીરને અધિકાનંદ જ છે." પરિણામે અરસપરસ મંડળીમાં વિસ્મૃતિ થવા ન પામે એવા પ્રધાન વિચારે ઉપરનો શ્લોક સેવ્ય સેવક ભાવે પ્રારંભે મુકવામાં આવ્યો છે.

ભકત નિછાભાઇની જન્મ ભૂમી મોજે સુલતાનપુર તાલુકે જલાલપુર, જીલ્લે સુરત છે. એઓ ઘણી ગરીબ હાલતમાં ઉછરી તન, મનની ઉન્નતિ પ્રભુ પ્રેમે પ્રાપ્ત કરી શકયા. ઇતિહાસ ઘણો લાંબો અને શિક્ષણિય છે. આ જગ્યાએ તો ફક્ત એટલુંજ જણાવવું યોગ્ય છે કે એમની આર્થિક સ્થિતિ સુધારવા તરફ ઘણું ઓછું લક્ષ આપી પરમ અર્થ માટે ભારે પ્રયાસિ રહ્યા જણાય છે. એઓ સુરત સિટિમાં એક નામિચા શિક્ષક હતા. એક રૂપિયાના પગારે પ્રથમ કેળવણી ખાતામાં જોડાઇ એક ૬૦૦ નંબરની જીલ્લા સ્કુલના ( સુરત ભાગા તળાવ ના. ૧ ) હેડમાસ્તરના માનવંતા પદે પહોંચી, આસિસ્ટંટ ડેપ્યુટી ઇન્સપેક્ટર થવાના મળતા લાભને લાત મારી ૨૧ વર્ષની સર્વિસનું મળતું પેન્શન બંધાવી લઇ જનસેવા કરવા નિશ્ચય કર્યો. સુરત અશકતાશ્રમના અપંગોને પ્રથમ ભક્તિમાર્ગ શાન્તિ આપવાથી સેવા શરૂ કરી. ત્યાર બાદ પોતાના કેળવણી ખાતાના બહોળા જ્ઞાન અને બાહોશી ભરેલા અનુભવોનો લાભ સુરતની ૧—૨ ઇંગ્લીશ ઇન્સ્ટીટયુટને આપી, વાનપ્રસ્થ વનમાંજ ઠીક શોભે સમજી રનાલા—વેસ્ટ ખાનદેશમાં રહી લગભગ ૬ વર્ષ એક એંગ્લો વર્નાકયુલર સ્કુલને ઉન્નતિમાં મુકવા સાથે સતસંગ ચાલુ રાખ્યો. તે કામથી ફારક થઇ ત્યાં યોગ્ય ઇસમ ગોઠવી અત્રે (અમદાવાદ) આવ્યા, અને અહીં બેનોની સેવા અર્થે એક નામિચા શેઠની વખણાતી કન્યાશાળામાં દિવસે

આખરે ભરી આવી રાતે સત્સંગ કરવો શરૂ કર્યો. ઘણા આનંદમાં કાળ ક્રમણ થતો હતો, દરમ્યાન એક પરમાર્થિક કાર્ય માટે જન્મભૂમીમાં જઇ ૧–૨ માસ રહેવાની જરૂર પડી. ત્યાંજ રહી સેવા કાર્ય કરવા ( એક અપંગ ભગિનીને અન્યાય થતો જોઇને ) ટકી ગયા. હવે પછી પ્રભુ વાજબી હશે તે કરશે.

મારૂં વતન નાનીમાળ–પાલીતાણા નજીક જ્ઞાતે મોઢ બ્રાહ્મણ, અમદાવાદમાં મીલ સર્વિસ અર્થે રહેલ છું. માતાપિતા હયાત અને ભક્ત હોઇ આસ્થુળ તેમના રજકણોનું પરિણામ હોવાથી ભકિતપ્રેમી થયું, અને જનસેવામાં પુજયભક્ત સાથે જોડાયું; અને આ પુસ્તક પ્રગટ કરી સેવાની શરૂઆત કરી. મારી ખાત્રી છે કે સ્થિરતા, સ્થિતપ્રજ્ઞતા હરેક કાર્યમાં સરળતા કે સુગમતા વધારી સહેલાં કરે છે, અને એવી વ્યકિતઓને પ્રભુ સહાયજ કરે છે. જે પ્રમાણે નિષ્કામતા આ શરીરમાં વૃદ્ધિ પામશે, તેમ તેમ ( પ્રભુ પ્રેમની ) મીઠાશ જણાશે. આ પુસ્તક સેવા અર્થે રજુ કરતાં મારે સમાજને જણાવવાની જરૂર છે કે આપને પ્રભુ પ્રેરણા કરે તે મુજબ આદર આપી હંસક્ષીર ન્યાયે વાંચી યોગ્ય યથાશકિત ઉત્તેજન આપશો, તો મારા કાર્યમાં ઉમંગે આગળ વધીશ. આટલું કહી પુજયના પદે વિરમુ છું.

અમદાવાદ.
અશ્વિન શુકલ
પંચમી સંવત ૧૯૭૭

સેવક,
**મણીશંકર નારણજી ઉપાધ્યાય.**
નાનીમાળ—પાલીતાણા.
(કાઠિયાવાડ)

# જાહેર ખબર.

## ભક્ત નિષ્ઠાંભાઇ તરફથી પ્રગટ થએલી ચોપડીઓ

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | કીર્તનાવળી ભા. ૧ | ૦–૧–૦ | | |
| ૨ | ,, ભા. ૨ | ૦–૨–૦ | | |
| ૩ | ભૂગોળ પ્રવેશ | ૦–૫–૦ | પાકું પુઠું | ૦–૭–૦ |
| ૪ | ભક્તિનો ભોમિયો | ૧–૦–૦ | ,, | ૧–૪–૦ |
| ૫ | યોગ માર્ગ તૈયાર થાય છે. | | | |

**સુચના**—'ભૂગોળ પ્રવેશ' ની ચોપડી નામદાર ગાયકવાડ સરકારના કેળવણી ખાતાંએ ઈનામ લાયબ્રેરી માટે મંજુર કરી છે. તેમાં બે નકશા તથા કેટલાંક ચિત્રો છે. બાળકોને વાંચવાનો રસ પડે માટે પ્રેક્ષકલાલ, પુરકલાલ નામના બે પાત્રો કલ્પી વાર્તારૂપ કરવામાં આવી છે. એને માટે ખાતાના વિદ્વાન અધિકારીઓના ઉત્તમ અભિપ્રાયો છે. જથાબંધ લેનારને સારૂ કમીશન આપવામાં આવશે.

# અર્પણ પત્રિકા.

**શ્રીમાન્ બ્રહ્મનિષ્ટ, પવિત્રતાથી પ્રકાશિત, સત્યાનુયાયિ વગેરે વગેરે ગુણાલંકૃત હોવાથી સર્વ પાટીદાર વર્ગના તથા ભક્તોના આભુષણરૂપ શેઠજી નાથુભાઇ નારણદાસજી. રામપરા–સુરત.**

આપ ભક્તો તથા મહાત્મન્ વ્યક્તિઓને હમેશાં પ્રભુમય વર્તનવડે આનન્દાશ્ચર્યમાં ગરકાઉ બનાવતા આવ્યા છો. તેમજ પોતાની કહેણીરહેણી એક સરખી રાખીને કોમને દાખલારૂપ થયા છો. સૃષ્ટિરૂપ પાઠશાળામાં દીનતાઅને અમીરીના પાઠો પરિપક્વ કરી ગુરૂગમ થતાં અહમ્ મમથી અલગ થયા છો. અને ભક્તોને ઉત્તેજન આપી નવા ભક્તો તૈયાર કરવાના ઉચ્ચ અભિલાષિ રહો છો. હરહંમેશ મહાત્મા કે પરમહંસોના સતસંગી રહી સૃષ્ટિમાંમનુષ્ય જન્મનો હેતુ જાણી લઇ સમાગમી મંડળને તેની કિંમતી પ્રસાદી આપો છો.

આ શરીરે ઉપરના આપના કિંમતી આશયો લાંબા કાળ અનુભવ્યા છે. તથા શીળીછાંય, અને અનોપનીય ગુણોનો લાભ લીધો છે. વળી મારા વાનપ્રસ્થાશ્રમના કાર્ય તરફ અદ્યાપિ પર્યંત એકસરખી રીતે માનથી જોતા આવ્યા છો. તે બદલ આપની રૂચીને અનુસરતો આ લઘુ ગ્રંથ આપની સેવામાં રજુ કરી કૃતાર્થ થાઉં છું. તે સ્વિકારી આભારી રાખશો.

સુરત,
મિતી પોશ સુદ ૭ ગુરૂવાર
તા. ૫–૧–૨૨.

સ્વસ્વરૂપ ભક્ત.

મહાત્માઓએ બતાવેલી જડીબુટ્ટી અને આપેલા પ્રસાદ વડે
ચાલતું પારમાર્થિક મફત

# દવાખાનું.

(૧) તન, મનના તમામ રોગની ચિકીત્સા કરી દવા પૂરી કાળજીથી આપવામાં આવશે.

(૨) ગરીબ નિરાધાર દરદીઓને દવા તથા વિઝીટ મફત કરવામાં આવશે.

(૩) શક્તિવાન ભાઇબેનોએ ધર્માદાની પેટીમાં યથાશક્તિ દ્રવ્ય નાંખી જવું, તેનો ઉપયોગ પારમાર્થિક કાર્યમાં થશે.

(૪) સશક્ત ભાઇબેનો પાસે વિઝીટ ફી માત્ર રૂા. ૧ એક લેવામાં આવશે. ઉપરાંત વાહનનો બંદોબસ્ત તેમણે કરવો પડશે.

(૫) દમ, ક્ષય, જુનીખાંસી, પીત, (દરેક જાતનું) કબજીયાત, સુવા-રોગ, (કસુવાવડ) તેમજ ભાઇબેનોના ગુહ્ય દરદો વગેરે કે જે અસાધ્ય હશે તેને કષ્ટ સાધ્ય કે સાધ્ય બનાવી શકાશે. અને નિવારણ કરાશે.

(૬) નિરાધાર દરદીઓને સિલક હશે, તે મુજબ અન્ન વસ્ત્રનો બંદોબસ્ત કરી શકાશે.

(૭) શક્તવાન ધનાઢ્યોએ આ પારમાર્થિક તંત્રને યથાશક્તિ મદદ આપવા ભલામણ છે.

આશ્રમ મંદીર સુલતાનપુર. } સર્વના સેવક,
ભક્ત નિછાભાઇ ફકીરભાઇ.

તા. ક.—મહાત્માઓ કહે છે—નકામી વાતો છોડો! સર્વ જીવોનું કલ્યાણ ઈચ્છો! મનુષ્ય જન્મ ફરી ફરી ન મળે! મોત તો પગ નીચે રમે છે! અચાનક આવશે, ત્યારે ગભરામણ ભારે થશે, અને પસ્તાઇશું! માટે પ્રભુને શરણ આવો!!!

# અનુક્રમણિકા.

## ભાગ ૧ લો.



## ભાગ ૨ જો

### ૧ સ્તોત્ર.

## ૨ મનોપદેશ

## ૩ પ્રાર્થના.

## ભાગ ૩ જો.

### ( અન્ય ભક્તોના ઉદ્દગારો. )

છેવટ.



[ સમાપ્ત. ]

# પ્રાર્થના.

## હરરોજ પ્રાતઃકાળે પથારીમાંથી ઉઠતાંની સાથે
## અને
## રાત્રે પથારીમાં સુવા પહેલાં કરવાની.

---

હે
પ્રભુ!
તમે એક છો,
અખંડ છો, વ્યાપક છો,
નિર્વિકાર છો, સર્વાધાર છો,
સકળ વિશ્વના સ્વામી છો, અને સર્વ
શક્તિમાન છો. તમે સર્વ ગુણોના નિધિ છો,
તમે દયાના સાગર છો, અને તમે અધમ ઉદ્ધારણ
છો. તમારો મહિમા અગાધ છે, તમારૂં ડહાપણ
અપાર છે, તમે રાજાઓના રાજા તથા દેવોના પણ દેવ છો,
અને તમારી અકળગતિનો કોઇ પાર પામી શકતું
નથી. હે મહા મંગળકારી અખંડ સચ્ચિદાનંદ પરમકૃપાળુ
પવિત્ર પિતા મહાન ઇશ્વર! તમારા અખંડ ગુણો
ને મોટાઇમાં અમારૂં મન લય કરવા માટે
અને તમારી સત્ય સેવા કરવાને ખાતર
શુદ્ધ અંતકરણના પ્રેમથી માન
પૂર્વક હજારો હજાર વાર
પ્રણામ કરીએ
છીએ.

(આ પ્રાર્થના ભક્તિમાગના જીજ્ઞાસુઓએ મ્હોંઢેર કરી રાખવી જોઇએ.)

# ઉપોદ્ઘાત.



પ્રિય વાંચક વૃંદ ! કુંદનને કસોટીની જરૂર નથી તેમ ભક્તિ કરવા માટે ભોમિયાની જરૂર નથી એમ કોઈથી કહી શકાશે નહિ તેમ એ વિષયને સાબિતીની જરૂર નથી. કોઈપણ અજાણ્યા ગામે કે સ્થળે પહોંચવામાં આપણને જાણીતા માણસની જરૂર છે તેમ ભક્તિ માર્ગે થઈ પ્રભુના ધામે પહોંચવામાં પણ તે કરતાં વધારે જરૂર છે. કારણ કે આ માર્ગ અદ્રષ્ય હોવાથી અને ઘણી હરકતો રૂપ ખરાબાવાળો હોવાથી સુરક્ષિત પહોંચવાને ભોમિયો અવશ્યનો છેજ એ નિર્વિવાદ છે. શાસ્ત્રસંમત છે. આ બાબે બે વિચાર નેતાઓના નથી. માટે આ પુસ્તક પ્રગટ કરવાની શી જરૂર છે એ પ્રશ્ન ઉદ્-ભવવો અસંભવિત છે.

મનુષ્ય જન્મ અનેક જન્મના ઉન્નતિક્રમનું પરિણામ છે અને તેનું ફળ પ્રભુમય થવું, સાયુજ્ય, સારૂપ્ય, સાલોક્ય અને સામિપ્ય પૈકી એક મુક્તિ પ્રાપ્ત કરવી. એટલે જેમાંથી આવ્યા છીએ તેમાં પાછા મળી જવું એજ છે. છતાં જીવ ઇશ્વર અને માયા અનાદિ હોવાથી જીવ માયાના આવરણે આ સંસારમાં અસત્ય કે નાશવંતને સ્થીર કે સ્થાઇ માની ઘણી વાર ગોથાં ખાય છે. અને માયા વારંવાર દેહ તે હું અને વાપરવાને મળેલી સજીવ નીર્જીવ વસ્તુઓ પ્રત્યે મારાપણાના ભાવો કરાવી ભુલથાપ ખવડાવી જીવન નાવને ભવાટવીના વમળમાં નાંખી દે છે અને તેને ભોમિયો ન મળતાં આમ તેમ ગોથાં ખાઇ " પુનરપિ જનનમ્ પુનરપિ મરણમ્ પુનરપિ જનની જઠરે શયનમ્ " ની

સ્થિતીમાં મુકાય છે. એ ઘણા ખરા ભાઇ બ્હેનોની જાણુમાં છે. તો તેમ ન થાય એટલે પોતાના જીવન નાવને સુરક્ષિત ધારેલું મોક્ષ બંદર પ્રાપ્ત કરવામાં આવતી હરકતોરૂપ ખરાબા આગળ દીવાદાંડી રૂપ થવા આ પુસ્તકનો આશય છે.

ભક્તિ માર્ગના અનેક પુસ્તકો પ્રગટ થાય છે પણ તે સર્વમાં ખરાબા કે હરકતોનાં સ્પષ્ટ વર્ણનના અભાવે વધુ ઉપયોગી થઇ શકતાં નથી અને તેવી સ્પષ્ટિકરણ કરવા જેવી બાબતપર લેખકોની કલમ અચકાતી કે ગોળ ગોળ વાળતી જોવામાં આવતાં આ પુસ્તક પ્રગટ કરી તેવી અંધારામાં રહેલી બાબતોપર પ્રકાશ પાડવાનો બીજો આશય છે.

જમાનાના વૃદ્ધિક્રમની સાથે દરેક કાર્યની કૃતિમાં પણ તેટલેજ દરજ્જે ફેરફાર થાય છે તો લેખકોની ફરજ છે કે ચીલે ને ચીલે ગાડી હાંકી માત્ર પૈસા કમાવાના લક્ષબિંદુથી સત્ય છુપાવી વાંચકને ભાવતું પીરસી કૃતાર્થ થયા માનવું ન જોઇએ. આમ થવાથી થોડા સમયમાં વધુ માર્ગ કપાય છે અને માર્ગદર્શક થવામાં અન્યાયના દોષને પાત્ર થવાતું નથી.

સજીવ ભોમિયા કે કહેવાતા ગુરૂઓ પોતપોતાના માનસીક કે સ્વેચ્છિક અર્થશાસ્ત્રમાંથી ઉત્પન્ન કરી "લોભી ગુરૂને લાલચુ ચેલા દોનો નર્કમે ઠેલમ ઠેલા" જેવું પરિણામ લાવે છે. તેવાઓને ઉભા રહી વિચારવું પડે એ આ નિર્જીવ ભોમિયાનો ત્રીજો આશય છે. તથા ધર્મને નામે ચાલતાં ધતીંગો અટકાવવાનો મુખ્ય હેતુ છે. ભોળાં ભાઇ બેનોને બાપદાદાના ખારા કે ઉંડા અંધારા કુવામાંથી બહાર કાઢી ભક્તિનો મીઠો મધુરો સ્વાદ ચખાડવાનો કીંમતી પ્રયાસ છે.

આ દુનીઆમાં દરેક જીવની ફરજ છે કે તેણે પેદા કરનારને ઓળખવો. તેનો હરહંમેશ આભાર માનતા રહી જીવન પુરૂ કરવું આખી જીંદગીમાં તેમને ગમે એવાંજ કામો કરવાં, અને તેવુંજ વર્તન રાખી તેના પર સાચો શુદ્ધ પ્રેમ રાખવો. આ કરતાં શીખવું એ ભક્તિમાર્ગે વહન કરવું ગણાય. અને એવા થઈ જતાં ભક્ત થયા ગણાય. દરેક જીવે અને વિશેષે કરી મનુષ્ય માત્રે ભક્ત થવાનુંજ છે અને ભક્તિ કરવાનીજ છે મુખ્ય ફરજ જન્મમાં એજ રહેલી કે કહેલી છે. ઇતર કામો ભક્તિથી ગૌણ પક્ષે અને ભક્તિ પ્રધાનપક્ષે રહેવી જોઇએ. બીજે રૂપે કહીએ તો પ્રધાન કાર્ય ભક્તિ સંપાદન કરવા માટે બીજાં કાર્ય સાધન રૂપે કરવાં પડે છે કે કરવાનાં છે.

આ સમજ પાડનાર શાસ્ત્રો અને સદ્‌ગુરૂ છે તેમનો ભેટો થવા માટે અને તેનો લાભ લેવા શક્તિમાન થવાને કેટલાકને ઉમરનો ૦।, ૦।।, ૦।।। કે આખો ભાગ વ્યતીત થઇ જાય છે અને કેટલીક વ્યક્તિને તો અમુક જન્મના જન્મ એળે જતાં શાસ્ત્ર અને સદ્‌ગુરૂનું નામ પણ સાંભળવાને મળતું નથી. એ તે તે જીવોના પુરૂષાર્થનું પરિણામજ માનવાનું છે. મનુષ્ય માત્રે એ પુરૂષાર્થ કે કર્મની દીશા પોતાની ઉન્નતિ કરનાર રહે તે માટે સત્સંગ સેવવાની અગત્ય છે. સત્સંગ એ ભક્તિમાર્ગનું બીજ કે પાયો છે એથી ભક્તિ રૂપ વૃક્ષ આપણા અંતઃકરણમાં ઉગી નીકળે છે. અને વધુ થતાં ડાળીફુલી ફળવાન બને છે. સત્સંગ થવાથી સદગુરૂ સહજ પ્રાપ્ત થાય છે અને તે પ્રાપ્ત થતાં સતશાસ્ત્ર સમજવાને આપણાં અધિકાર પ્રમાણે આપણને તૈયાર કરે છે સત્સંગ, સદ્‌ગુરૂ અને સતશાસ્ત્ર એ ત્રણે એક બીજા સાથે એવો તો નિકટનો સંબંધ ધરાવે છે કે એક-

માંથી બાકીના બેની અપેક્ષા સહજ ઉભી થાય છે અને તે મેળવવા તરફ પુરૂષાર્થ કરવા મનોવૃત્તિ પ્રેરાય છે. છતાં સતસંગ બીજ રૂપે મનાવાનું કે સતસંગને પહેલો નંબર આપવાનું કારણ એ છે કે હરકોઈ અધિકારી જીજ્ઞાસુને સતસંગ સહજ થઇ જાય છે સદ્‌ગુરૂ કે સતશાસ્ત્ર સહજ સંપાદન થતાં નથી. સતસંગ સહજ થાય છે, તે માટે એક ભીલે મરતી વખતે પોતાના દીકરાને છેવટના ઉપદેશમાં કહ્યું કે "મારો જીવ સુખે ક્યારે જાય કે તું કોઈપણ દિવસ સતસંગ ન કરવા પ્રતિજ્ઞા લે તો" આમ કહેવામાં ભીલનો હેતુ એ હતો કે મારો ધંધો ચોરી કે લુંટ કરવાનો છે તે જો સતસંગ કરશે તો છોડી દેશે અને આખું કુટુંબ ભૂખે મરશે. દીકરાએ આ વાત કબુલ કરી અને અમલ કરવાનો નિશ્ચય પણ કીધો. એક વખત એ દીકરો ચોરી કરવા ગયો હતો અને રસ્તામાં એક કથાકાર પોતાની કથામાં શ્રોતાજનોને સંભળાવતો હતો કે "દેવને પડછાયો પડતો નથી."

ભીલના દીકરાએ કથાકાર સતસંગ કરે છે એ દૂરથી જોતાંજ પિતાનું છેવટનું વચન યાદ કરી પોતાના કાનમાં સતસંગના શબ્દો ન આવે માટે બે હાથે બે કાનમાં આંગળી ઘાલી ન સાંભળવા યત્ન તો કીધો, પણ દૈવયોગે કથાકારના મોં આગળ થઇને જેવો તે જતો હતો તેવોજ તે જગાએથી પગમાં કાંટો ભોકાતાં એક હાથની આંગળી કાનમાંથી કાઢી પગમાંનો કાંટો કાઢવાની ફરજ પડી કાન એટલો વખત ખુલ્લો રહેતાં તેમાં "દેવને પડછાયો હોતો નથી" આ શબ્દ દાખલ થયા. તેનું પરીણામ એ આવ્યું કે પોતે એક રાજાના છોકરાનું ખુન કરી તેના દાગીના લઇ આવેલો તેમાંથી

પકડાઈ જતાં બચવા પામ્યો. ભીલના દીકરાએ વિચાર કીધો કે મારી મરજી ન છતાં મારા કાનમાં પડેલા આ એક સતસંગના વાક્યે મારો કીંમતી જાન બચાવ્યો જો હું વધુ વખત સતસંગ સેવું તો મને અણુહદ ફાયદો થાય. એમ સમજી પોતાના પિતાને આપેલું વચન તોડી આખો વખત સતસંગ સેવવા ઠરાવ કીધો અને તે પ્રમાણે કરતાં પોતાનું હીંસક કાર્ય છોડી પરમાર્થ માર્ગે વહન કરી જીવનમુક્ત ભકત કહેવાયો. આ વાતપરથી સતસંગ સહજ થઈ જાય છે એ સાબિત થાય છે, અને તેનું પરિણામ ઘણું ઉત્તમ આવે છે તેનું એક સારૂં ઉદાહરણ છે. ભીલના દીકરાને પોતાના પિતાએ ખાસ ઉદ્દેશીને પોતે વારસામાં જે વાત આપી તે રહી નહીં કારણ કે તેનું પ્રારબ્ધ લુંટના ધંધાને યોગ્ય નહતું તેથી સહજ સતસંગ થતાં પોતાના કર્મની દિશા ફેરવી જન્મ સાર્થક કરવાને માર્ગે પડ્યો. આ ઉપરથી એમ પણ સીદ્ધ થાય છે કે માબાપે પોતાની પાછળ પોતાની સંતતી સુખી કે દુઃખી રહેવા માટેની ખોટી ફીકરમાં કાળ-ક્ષેપ કરવાની જરૂર નથી. બાળકો રૂણાનુસંબંધે અવતાર ધારી થાય છે અને લેવું દેવું પુરૂં થતાં કેટલાક માબાપની હયાતીમાંજ ચાલી જાય છે અને કેટલાંક પાછળ રહે છે તેઓને ધન વિદ્યા, માલમીલ-કત જથાબંધ આપવામાં આવે છે. છતાં ભિખારી થયાના દાખલા મોજુદ છે અને ભિખારી મુકી જવા છતાં નામ પુજાવે તેવા દાખલા પણ સાંભળવામાં છે. માટે એવી ખોટી ફીકર રાખી પોતાનો કાળક્ષેપ કરવા કરતાં માબાપે પોતાની વર્તણુંક એવી નકલ કરવા યોગ્ય રાખવી કે પોતાની પછી પોતાની સંતતી તેમાર્ગનું અનુકરણ કરી સુખી અને શાન્ત રહે.

આ દુનીઆમા જન્મ સાર્થક કર્યો ત્યારે કહેવાય કે સંસારાનુ- ભવથી પ્રભુમય બની બીજાં ભાઈ બ્હેનોને દાખલા રૂપ થવું, અને જગનિયંતાનો હેતુ પાર પાડવામાં સહાયભુત થવા દરેકે જીજ્ઞાસા રાખવી; અને કર્મ સંયોગે બની આવે તો પૂર્ણ કરવી.

પોતાની તથા સમાગમીઓની જીંદગીના અવનવા બનાવો; દેશના સાક્ષર વર્ગના લેખો તથા સમજી શકાય તેટલાં શાસ્ત્રાવલોક નથી જેઓને સીદ્ધ થાય છે કે " ब्रह्म सत्य " અને " जगत मिथ्या " છે; તેઓ સાયુજ્ય, સામિપ્ય, સાલોક્ય અને સારૂપ્ય પૈકી કોઇ પણ એક પ્રકારની મુક્તિની આશા બાંધી આમ તેમ ખોળતાં ફરે છે, ને નવધા ભક્તિને તાબે થઈ ઉન્નાત ક્રમમાં આગળ વધે છે. એ વાજબીજ છે. કીર્તન એ નવ પૈકી એક છે અને કળીયુગમાં કેશવ કીર્તન વડે રાજી થાય છે માટે તેમના પ્રીતિ- પાત્ર થવાને એ અતી ઉત્તમ છે; એવું પ્રાચિન અર્વાચિન ભક્તોના લેખો આલેખતાં સાબિત થાય છે.

ભક્તિના નવે પ્રકારમાં પ્રભુ પિતા ઉપર અને તેના સરજેલાં પર હૃદયથી પ્રેમ રાખવો એજ વાત પ્રધાનપદે છે. પ્રેમ વડેજ ભક્તિ થઇ શકે છે. ભક્તિનું બીજ પ્રેમ છે. અને એ બીજમાંથી ભક્તિરૂપ વૃક્ષ તૈયાર થાય છે, તે સુરસ અને સુશોભિત દેખાય છે. એનાથી ઉલટું એક બીજાનું જોઇ નકલ કરવી તે ભક્તિ સુષ્ક કે નિરસજ છે. સત્ય, પ્રેમ, દયા અને ન્યાય આ પિતાના કીમતી અને પાયા રૂપ ગુણોનું મનુષ્ય શરીરમાં આવાહન થતાં તે દેહ નવી થઇ જાય છે, અને એ નવી પવિત્ર દેહ તેને રહેવાનું મંદીર બને છે. આપણુ સર્વમાં જે અંશાત્મા રહેલ છે તેની પોતાને અને બીજાં પ્રાણીઓ

ઇ બ્હેનોને પીછાન થાય છે. આ અંશ જે વિજ્ઞાન દેહી કહેવાય છે અને જીવથી સંસારીક કે માયિક આવરણ ભક્તિ વડે ખસતાં જ્ઞાન ચક્ષુ ઉઘડે છે. તે ચક્ષુ વડે જીવને આત્મ દર્શન સુલભ થાય એટલે ભક્તિનું ફળ મળી ચુકયું. કરવાનું કર્યું. પણ એ થવા માટે પ્રભુ પ્રેમ બીજ છે. સર્વોતમ સાધન છે. તે કીર્તન વડે સહેલાઇથી મેળવી શકાય છે.

માટે પ્રથમ મનને ઉપદેશ આપી સ્થીર કરવાના તથા તે કર્યા બાદ પ્રભુની પ્રાર્થના કરવાના આમ બે પ્રકારના કીર્તનોની જરૂર છે. પ્રાર્થના–કાલાવાલાથી અને તે નિર્મળ અંતઃકરણની શુદ્ધ નિષ્કામ એટલે પ્રભુ મેળવવાનેજ પ્રભુની સ્તુતિ થતાં તે ભક્તિને તથા ભક્તને પ્રેમમય કરી શોભાવે છે. પછી ભક્ત જાપ અને ધુનમાં તલિન રહી શાન્તિ સુખનો અનુભવ કરે છે.

કીર્તન, જાપ અને ધુનો એવી વસ્તુ છે કે મનુષ્યને પ્રેમ લક્ષણા ભક્તિમાં ઓચિન્તા મુકી દે છે. તે ભક્તિ કરનારને માલુમ પડતું નથી પણ ઇતર સમાગમી જાણી જાય છે. આ પ્રેમ લક્ષણા જે ભક્તિનો છેલ્લો અને દશમો પ્રકાર છે. તે હૃદયપર આવી બેસતાં સૌ સફળ થઇ રહે છે, કરવાનું કર્યું એમ કહેવાય છે, અને સહજ સમાધિ થઇ રહે છે.

આરીતે ભક્તિ કરનારને પ્રભુ મેળવવાનો માર્ગ સરળ અને સુખદ છે. એવા ભક્ત પોતાની સાથે અનેકને એ માર્ગે દોરી શકે છે. પુરૂષ વા પ્રકૃતિ બંનેને સરખા અનુકુળ છે. દરેક આશ્રમમાં એક સરખી રીતે એ માર્ગે વિચરવામાં હરકત આવતી નથી. ભલેને બ્રહ્મચર્ય આશ્રમમાં હોય, ગૃહસ્થાશ્રમમાં હોય વાનપ્ર-

સ્થમાં હોય કે સંન્યસ્તમાં હોય પણ મુશ્કેલી કે ભય છેજ નહી. જેમ જેમ એ રાજમાર્ગે આગળ વધતા જવાય તેમ તેમ તે ભક્તને પ્રભુ જોઇતાં નવાં સાધન આપતો જાય છે અને નિરૂપયોગી હોય તે લઇ લેતો જાય છે તેથી આધિ, વ્યાધિ ઉપાધિની અસર થતી નથી. નરસિંહ, મીરાં, પ્રલ્હાદ, ધનો, પીપો સર્વ આધુનીક ભક્તો આ માર્ગના અનુયાયિ હતા.

ઉપરના માર્ગ સિવાય બીજો એક માર્ગ છે જે પ્રભુ સાનિધ્ય કરવામાં ટુંકો પણ કષ્ટસાધ્ય છે. સંસ્કારી જીવોનેજ સુલભ છે ખરો પણ સંસારીને નથી. એ માર્ગ હઠયોગનો છે. સંસારી સંસારમાં રહી ભક્તિ માર્ગે ચાલતાં પરિણામે જે પ્રાપ્ત કરે છે તે હઠયોગી જલદી પ્રાપ્ત કરી શકે છે. આટલું નિર્વિવાદ છે કે રાજયોગ અને હઠયોગ ઉભયનો પાયો બ્રહ્મચર્ય તો છેજ. એના વિના એકે માર્ગ ફળદ થઇ શકતો નથી. સંસારી રાજમાર્ગે ભક્તિ કરે છે એટલે ધીમે ધીમે બ્રહ્મચર્યવાન થતો જાય છે. ત્યારે હઠયોગી એકદમ તે ચારિત્રમાં મુકી દે છે. અને તુર્તજ સમાધિ સુધી જઈ શકે છે. ઉભય માર્ગે પહોંચવાનું બંદર એકજ છે.

હવે પ્રભુ ભક્તિ કરવાની જીવ અને વિશેષે મનુષ્ય માત્રને જરૂર છે તો તેમા પ્રાર્થના તેનું મહત્ અંગ છે. પ્રાર્થના દરેક જીવે વારંવાર કરવાની છે. ફરજીયાત કાર્યોથી ફારગ થતાં આમ તેમ નકામી ગપસપમાં વખત કાઢવા કરતાં પેદા કરનારનું સ્મરણ કે તેના ગુણાનુવાદ કરવામાં કાળ ગુમાવવો એજ અત્યુત્તમ છે. આ વાત સર્વ માન્ય અને સર્વ સિદ્ધ છે. હવે પ્રાર્થના ( પ્ર અર્થના ) ઉત્કૃષ્ટ પ્રકારની મતલબ સાધી આપનાર કીંમતી સાધન છે. એમાં અને

સ્તુતિ (સ્તુ–સ્તવન્તિ)માં તફાવત ઝાઝો નથી. સ્તુતિ એજ પ્રાર્થના છે. પ્રભુના ગુણોના ગાન છે અને તેને જાણવાનું સાધન છે. કોઇ પણ વ્યક્તિ કે વસ્તુના ગુણોનું ભાન થતાં તેના ઉપર સ્વાભાવિક પ્રીતિ ઉદ્‌ભવે છે. ત્યારે આપણા પેદા કરનારના બે નમુન ગુણોનું ભાન થતાં આપણને તેમના ઉપર પ્રીતિ ઉદ્‌ભવે એ વધુ સ્વાભાવિક છે, પ્રીતિ ઉદ્‌ભવતાં નિર્મળ પ્રેમ આવે છે અને આપણી ભક્તિ પ્રેમ લક્ષણા કે જે નવધાની ઉપરની ૧૦ મો પ્રકાર છે તે થતાં આત્મ દર્શન સહજ પ્રાપ્ત થઇ શકે છે. જે મેળવવા મનુષ્ય માત્રનો હંમેશનો પ્રયાસ છે. આત્મ દર્શન થતાંજ ભક્તિ ફળી સમજવું. અને તે માટે પ્રાર્થના અતી ઉપયોગી સાધન છે. ઉપદેશાયલાં મનોને પ્રાર્થના જલદી અસર કરે છે. અન્યને સુષ્ક અને નીરસ લાગે છે. એ વાત સત્ય છે. માટે આ પ્રસંગે જણાવવાની જરૂર છે કે જેઓ સાચા હૃદયથી માનતા હોય કે પ્રભુ સર્વ વ્યાપક છે અને તે આપણા જનકનો જનક છે. તેની પ્રીતિ અવશ્યની છે આ સુત્રોની માન્યતા થઇ હશે તેનેજ આ પુસ્તક અતી ઉપયોગી થઇ પડશે. અને તેજ આ પુસ્તકને પુજામાં રાખશે કે રાત્રે છાતીએ દાબી સુવું પસંદ કરશે. કારણ કે તેની વહાલામાં વહાલી વસ્તુ કે અમુલ્ય કોહીનુરનું એમાં વર્ણન છે.

આમ છે તો પછી આ પુસ્તક કઇ ખોટ પૂરવાને પ્રગટ થયું એ પ્રશ્ન રહેતો નથી. પ્રાર્થનાનાં અનેક ગદ્ય પદ્યમાં પ્રગટ થએલાં પુસ્તકો છે તે છતાં આ પુસ્તક પ્રગટ કરવાનો ખાસ કીંમતી આશય કર્તાનો એ છે કે આ પુસ્તક બાળકો બાલ્યાવસ્થાથી પોતાના બીજાં ભણતર ભેગું ભણે અને તેને બીજ રોપાતાં સંસ્કાર આપી

મોટપણે હૃદય ક્ષેત્રમાં ભક્તિરૂપ વૃક્ષ પ્રગટે અને તેટલા સારૂ નાના પાઠોના રૂપે પ્રાર્થનાના વિભાગ કરવામાં આવ્યા છે. બાળક બાળકીઓ શાળામાં કે ઘરે દરરોજ અમુક પાઠોનું પઠન કરે અને મોટાં ભાઈ બહેનો પણ દરરોજ સેવા પુજાના વખતે અમુક પાઠોનું વાંચન કરી પ્રાર્થના કરવાનો નિયમ રાખશે તો મારી ખાત્રી છે કે પ્રભુ તેઓને શરણે રાખી તેમની દરેક શુભ મનકામના થોડાજ કાળમાં પૂર્ણ કરવા સાથે આખરે સદ્દગતી પ્રાપ્ત કરવાનું કીમતી ફળ આપ્યા વિના રહેશે નહિ. હરિ ૐ શાન્તિ !

છેવટ મારે આ પ્રસંગે એક નાની પણ અતી ઉપયોગી બાબત જણાવવાની જરૂર છે. તે એ છે કે, પૂર્વ પક્ષ એમ કહે છે કે પ્રભુની પ્રાર્થના કરવામાં તેના કાલાવાલા કે ખુશામતના વાકયો હોય છે એની શી જરૂર છે? મનથી તેને ચહાવો એજ બસ છે. આ વાતના સમાધાનમાં મારે જણાવવાની જરૂર છે કે, આપણા પિતાના આપણે સેવક છે આપણો હક્ક તેમની પાસે કરગરીનેજ માગવાનો છે. "તારે આપવું હોય તો આપ તેં જન્મ આપ્યો તો પાળ" આમ તો ઉદ્ધત બાળક પણ માતા પિતાને કહેતાં નથી. તો ભક્ત બાળક શી રીતે કહી શકે? હવે માતા પિતાને વિવેક જોઇએ છે ત્યારે પિતાના પિતાને વધુ વિવેકની જરૂર હોય એ સ્વાભાવિક છે. પિતાના કરતાં પ્રભુ પિતા પાસે વધુ વિવેક, નમ્રતા, શુદ્ધ અને સાચી પ્રીતિ રાખીને માગવું જોઇએજ.

હવે પ્રાર્થનામાં ખુશામતનો ભાવ તો છેજ નહિ. ખુશામત એટલે કોઈમાં જે ન હોય તે તેમનામાં છે એમ કહેવું બલ્કે જુઠું બોલવું. રા. સા. નો કે રા. બા. નો ખિતાબ ન મળ્યો હોય છતાં તેને તે લગાડવા કે કહેવા, રાજા જેવા ગુણો ન હોવા છતાં તેને રાજા જેવો કહેવો

આનુ નામ ખુશામત છે. પ્રભુની ખુશામત થઇ શકતી નથી કારણ કે એ તો સર્વગુણ સંપન્ન છે આપણે આપણા મનથી જાણતા પણ ન હોઇએ કે આ ગુણ પ્રભુમાં હશે તે તેનામાં હોય છેજ. તેથી તમે જાણે અજાણે ગમે તે ગુણારોપણ કરો તે તેનામાં હોય છેજ. રાજા, મહારાજા, પોલીટીકલ એજંટ, ગવર્નર, ગવર્નર જનરલ, કાંશીલ પ્રધાન શહેનશાહ અને બાંનુ એ સર્વના કરતાં પણ એ મોટો અને અધીક ગુણવાળો છે એવું સર્વ નેતાઓનું માનવું છે તો પછી જે કાંઇ આપણે વદીશું તે તેનામાં છેજ અગર તે કરતાં વધુ છે. તો જુઠું કહેવાનું કે ખુશામત કરવા જેવું પ્રભુના સંબંધમાં બનતું નથી. " ખુશામત ખુદાકુ પ્યારી " આ કહેવત કોઇ સાધારણ મનુષ્યે પ્રચારમાં આણી હોય એમ લાગે છે અને તે હળાહળ જુઠી વાત છે.

આ ગુજરાતી ભાષાનો ગ્રંથ છે માટે મારાં ગુજરાતના બાળક, બાળકીઓ તથા તેના માતા પિતાઓ આ ગ્રંથમાંથી હંમેશાં અમુક અમુક પ્રાર્થના વાંચવા નિયમ રાખશે તો મારી મહેનત સફળ થયેલી માનીશ. હું માનું છું કે આ પુસ્તકમાં લખ્યા છે તે કરતાં વધુ ઉત્તમ પ્રકારે વ્હાલા પ્રભુના ગુણો મારાં કેટલાંક ભાઇ બ્હેનો મોઢેથી ગદ્ય પદ્યમાં બોલી કે ગાઇ શકે છે; છતાં તેઓ આ પુસ્તકને બીજાં ભાઇબ્હેનોના લાભાર્થે આદર આપવા ચુકશે નહિ. અથવા પોતાના ઘરનાં નાનાં બાળકોને પ્રભુનું સ્વરૂપ સમજવાના સાધન તરીકે પણ સત્કાર આપવામાં આવશે એવી આશા છે.

જગતનો નિયમ છે કે " દરેક વ્યક્તિ ભુલને પાત્ર છે. " છતાં હંસક્ષીરવત્ ન્યાયે આલેખી. કાર્ય શુભ હોય તો ઉત્તેજન આપવું.

ૐ શાન્તિ.

સર્વનો ચર્ણરજ,

ભક્ત.

# પ્રાર્થના માળા.

૧




પ્રભુ તું એકજ છે, અખંડ છે, એટલે પરિપૂર્ણ છે. તારા વિના કોઈ પણ વસ્તુ પૂર્ણ નથી અનંત એટલે છેડા વિનાનો કે અમાપ છે,

(૨) સર્વ સ્થળે વ્યાપેલો કે રહેલો છે એટલે જળમાં સ્થળમાં, કે આકાશમાં દરેક જગાએ તું છે. તારા વિનાની એક કણપુર જગા પણ ખાલી નથી.

(૩) તું નિર્વિકાર છે એટલે તું જેવો છે તેવોને તેવો હંમેશાં રહે છે. તારાં સરજેલાં પ્રાણી કે પદાર્થો વિકારી છે, પણ તું તેવો નથી.

(૪) તેથીજ તું સર્વનો આધાર કે સર્વાધાર ગણાય છે અને આખા વિશ્વનો સ્વામિ કે ધણી કહેવાય છે.

(૫) તું સર્વ પ્રકારની શકિત ધરાવે છે અને સર્વ ગુણોનો ભંડાર છે. બધા ગુણો તારામાંથીજ તારા સરજેલાં પ્રાણી કે પદાર્થોમાં તારી મરજી પ્રમાણે તેં મુક્યા છે.

(૬) તું દયાનો સાગર હોવાથી અધમને પણ ઉદ્ધાર થવાની કે તરવાની શક્તિ આપે છે, અને તેની મરજી થતાં તું તારે પણ છે.

(૭) તારો મહિમા એટલે તારી લીલા તથા મ્હોટાપણુ પાર વિનાનું છે.

૨

(૧) તું રાજાનો રાજા અને મોટો મહારાજા છે, પિતાનો પિતા છે અને દેવનો પણ દેવ છે.

(૨) તારી લક્ષમાં ન આવી શકે એવી ગતિ, શક્તિ અને મતીનો કોઇ પાર પામી શકતું નથી.

(૩) એક માણસ બીજા માણસનું સહેજ પણ કલ્યાણ કરી શકે તો તે તારી મરજીથીજ બની શકે છે પણ તું તો શરણોનું સહેજમાં ભારે કલ્યાણ કરી શકે એવો છે.

(૪) તું સત્, ચિત્ અને આનંદ એટલે સચ્ચિદાનંદ છે પરમ કૃપાળુ છે અને જગતનો પવિત્ર પિતા છે. મોટો માલીક-ધણી કે ઇશ્વર છે.

(૫) તારા આવા ઉત્તમ ગુણો અને મોટાઈ જોઇ હમને તારા ઉપર ભારે પ્રીતિ ઉપજે છે અને હમે તને પ્રેમથી ચ્હાઇએ છીએ.

(૬) અમારૂં મન દુનિયાના ક્ષણીક સુખ આપનારા બનાવોમાંથી ખસેડવા તારી કૃપા વડે શક્તિમાન થઇએ છીએ અને તારામાં લય-લીન થઈ શાન્તિ અનુભવીએ છીએ.

(૭) તારી સેવા કરવા અમારાં અંતઃકરણ નિર્મળ જોઇએ તેને માટે વારંવાર તને દંડવત્ પ્રણામ કરીએ છીએ. હે વ્હાલા પ્રભુ તું કર ! આમિન !

૩

(૧) હે પ્રભુ ! એક મોટા પર્વત જેટલા કાજળની સાહી બનાવીએ, મહાસાગર જેવડો ખડીઓ લઇએ, સર્વ દૈવી ઝાડોની

કલમ બનાવીને પૃથ્વિના પૃષ્ટ જેવડો કાગળ લઇ શ્રી સરસ્વતિ દેવી તારા ગુણો લખવા બેસે તો પણ તેનો પાર કે છેડો આવે નહિ એટલા તારા ગુણ છે.

(૨) આ જગત ઉત્પન્ન કરવા અગાઉ એક તુંજ હતો. બીજું કંઇ ન હતું. તું એકજ છે અને તારા જેવો બીજો કોઇ નથી.

(૩) તેં બ્રહ્માંડોની રચના કરવા વિચાર કરી તારી મરજીથી આ જગત પેદા થયું છે. તારા વડેજ પૃથ્વિ, પાણી, અગ્નિ, વાયુ અને આકાશ આ પંચ તત્વ ઉત્પન્ન થયાં છે.

(૪) તેંજ સૌ જીવોના પ્રાણ, મન, ઇંદ્રિયો તથા શરીરો પેદા કીધાં છે. તારી બ્હીકથીજ સર્વ નિયમીત ચાલી રહ્યું છે. એટલે અગ્નિ બળે છે, સૂર્ય ઉદયાસ્ત પામે છે, તપે છે, વરસાદ વરસે છે અને વાયુ વાય છે.

(૫) પ્રભુ ! તારાથી સર્વ જીવો પેદા થયા, પેદા થઇને રક્ષાયા અને છેવટે તારામાંજ સર્વ સમાઇ જવાના છે તો તારૂં સારી રીતે અને યોગ્ય જ્ઞાન અમને હોવું જોઇએ કારણ કે તમે સર્વ શક્તિમાન મહાત્મા છો.

(૬) તું મોટો આનંદસાગર છે. આનંદ સ્વરૂપ છે અને તુંજ અમારો જનક, પાલક અને નાશક છે આવો તું પરબ્રહ્મ પરમાત્મા છે તો તારૂં જ્ઞાન અમને હોવુંજ જોઇએ.

(૭) પ્રભુ ! તારી આવી ગહન કૃતિ છતાં તું કોઇના પર આધાર રાખતો નથી. દરેક કાર્ય સ્વતઃસિદ્ધ કરી શકે છે. આવો મોટો તું છે તો જે હરીજન કે ભક્ત તારે આધારે રહે છે તેની તમામ પ્રકારની બ્હીક જરૂરજ ટળી જાય છે.

૪

(૧) પ્રભુ ! તું દેખાતો નથી, પકડાતો નથી તારૂં કોઇ ગોત્ર નથી તારી કોઈ જાત નથી. પણ તું ઝીણામાં ઝીણી અને મોટામાં મોટી સર્વ વસ્તુમાં રહેલો છે.

(૨) તારામાં વધઘટ થતી નથી અને દુનીઆમાં દેખાતી સર્વ વસ્તુઓ તથા જીવોનું મૂળ કે બીજ છે તેથી જ્ઞાનીઓ તને સર્વ જગાએ જુએ છે.

(૩) તારાં જે જે વખાણ કે સ્તુતિ કરીએ તથા તારા ગુણો ગાઇએ તે બધા તારી લાયકાત કરતાં ઘણા ઓછા છે.

(૪) તારો નાશ છેજ નહિ. દુનીઆની દરેક વસ્તુ નાશવંત છે. તું મોટો, નાનો, ટુંકો, લાંબો નથી અને કોઈ પણ રંગ વિનાનો છે તથા તારી ઉપર કોઇની છાયા પડી શકતી નથી.

(૫) તારી પાસે અંધારૂં રહી શકતું નથી. વાયુ તને સ્પર્શ કરી શકતો નથી, અને આકાશથી જુદો છે. સંગ વિનાનો છે. તારી સરખામણી દુનીઆના કોઈ પ્રાણી કે પદાર્થ સાથે થઈ શકતી નથી.

(૬) તારા હુકમથીજ ગ્રહો નિયમીત ભ્રમણ કરી રહ્યા છે અને પૃથ્વિ તથા સ્વર્ગ ટેકા વિના ટકી રહ્યાં છે. રાત્રિ દિવસ, મહિના, રૂતુઓ અને વરસો તારી મરજી પ્રમાણેજ બદલાય છે.

(૭) કોઇ પણ પ્રાણિ તને જોઇશકતાં નથી પણ તું સર્વને જુએ છે. તારૂં બોલવું કોઇ સાંભળી શકતું નથી, પણ તું સર્વનું બોલવું સાંભળી શકે છે. તારા મનની વાત કોઇ જાણતું નથી, પણ તું તો દરેકના મનની વાત જાણી જાય છે. તને જાણવો જોઇએ તેવો કોઇ જાણી શકતું નથી પણ તું સર્વને બરાબર જાણે છે.

૫.

પ્રભુ !

(૧) કાનમાં સાંભળવાની, આંખમાં જોવાની, મનમાં સંકલ્પો કરવાની કે વિચારવાની, વાણીમાં બોલવાની, મગજમાં સમજવાની, નાકમાં સુંઘવાની, ચામડીમાં લાગવાની શક્તિ તેંજ મુકી છે.

(૨) તારા હુકમથીજ પ્રાણિઓમાં શ્વાસોશ્વાસ ચાલે છે, અને તારો હુકમ થતાંજ ચાલતો બંધ પડી જાય છે. એટલે જીવે છે કે મરણ પામે છે.

(૩) તારા વિષે હમે કંઇ પણ જાણુતા નથી એમ કહેવું ખોટું નથી. તારે માટે બીજાઓને ઉપદેશ કેવી રીતે આપવો તે હમે સમજતા નથી. કારણ કે તું હમારી જાણીતી અને અજાણી વસ્તુઓથી કેવળ જુદો છે.

(૪) તારૂં વર્ણન હમારી વૈખરી વાણીથી કરી શકાય એમ નથી. ઘણા ઉંડા તર્કો કરવા છતાં હમારૂં મન તારી પાસે પહોંચી શકતું નથી. પ્રાણથી તારૂં સ્વરૂપ સમજી શકાતું નથી.

(૫) જે મનુષ્ય એમ કહે છે કે "મેં ઇશ્વર સ્વરૂપ જાણ્યું છે" તો હમે નક્કી માનીશું કે એણે કશું પણ સ્વરૂપ જાણ્યું નથી; પણ જે એમ કહે કે "ઇશ્વરનું ગહન સ્વરૂપ જાણી શકાય એવું નથી" તો તેણે કંઈ પણ જાણ્યું છે.

(૬) પ્રભુ ! તારા સ્વરૂપને "હું સારી રીતે જાણું છું" એમ માનતો નથી તેમ "તેના સ્વરૂપને જાણતો નથી એમ પણ માનતો નથી." જેઓ આ બે સુત્રોનો ભેદ સમજે છે તેજ તેને જાણે છે.

(૭) પ્રભુ ! જેઓ તને "જાણ્યો કહે છે," તેણે નક્કી જાણ્યો નથી પણ જે તને "જાણતો નથી," એમ કહે છે તેણેજ જાણ્યો છે. એમ અમે સમજીએ છીએ.

૬.

(૧) પ્રભુ ! આ જન્મમાં હમે તને પિછાનીએ તોજ હમારો જન્મ સફળ થયો એમ માનીશું. જગતની દરેક વસ્તુ માત્રમાં તને જોઇ હમે શાન્તિ પામી અમર થવા ઇચ્છિયે છીએ.

(૨) તું ચાલે છે છતાં ચાલતો નથી. દૂરમાં દૂર છતાં પાસેમાં પાસે અને સૌના અંતઃકરણમાં છતાં સર્વની બ્હાર પણ છે.

(૩) દુનીઆની સર્વ વસ્તુઓ તથા સર્વ જીવોમાં તું પોતે રહેલો છે તેમ તે દરેક વસ્તુઓ અને જીવો તારામાં રહેલાં છે. આ સુત્ર સમજી હમે કોઇને પણ દુખ આપવા કે તિરસ્કાર કરવા માગતા નથી.

(૪) તું સર્વવ્યાપક, પવિત્ર, શુદ્ધ અને પાપ વિનાનો સર્વથી શ્રેષ્ટ છે. તું તારી શક્તિ વડેજ પ્રકાશિત છે. તથા દરેકને જોઇતી દરેક ચીજો તુંજ પુરી પાડે છે.

(૫) તારો અલૌકિક આનંદ ભોગવવાને તારૂં સત્ય સ્વરૂપ, જ્ઞાન સ્વરૂપ સમજી લેવું જોઇએ; અને અનન્ય ભાવે સર્વ સાથે એકતા અનુભવવી જોઇએ.

(૬) તું અવયવ વિનાનો અને પ્રકાશને પણ પ્રકાશ આપનાર છે. જ્ઞાની ભક્તો તને પોતાના ઉંડાણમાં જોઇ શકે તેથી હમેશાં આંતરદર્શિ થઇ જગતમાં વિચરે છે.

(૭) તારો બનાવેલો સૂર્ય ચંદ્ર, તારાઓ અને વિદ્યુત ત્હારા તેજમાં વૃદ્ધિ કરી શકતાં નથી; પણ આખી દુનીઆ તારા પ્રકાશ વડેજ તેજસ્વિ રહે છે. ઉપરાંત અનેક બ્રહ્માંડ તારા તેજ વડેજ ચળકી રહ્યાં છે.

૭.

(૧) હે પ્રભુ! તું પ્રાણનો પણ પ્રાણ છે, અને આ દુનીઆની દરેક વસ્તુમાં જુદે જુદે રૂપે તું પોતેજ રહેલો છે.

(૨) આ પ્રમાણે જે ભક્ત જનો સમજી શક્યા, તેઓ તારાજ ગુણગાન કર્યા કરે છે. તારીજ વાતો કર્યા કરે છે અને તારામાંજ રમ્યા કરે છે, તારા ઉપર પ્રેમ રાખે છે અને તારે અર્થે એટલે તારી પ્રીતિ મેળવવા માટે ભલાં કામો કર્યા કરે છે.

(૩) પ્રભુ! તું મોટામાં મોટો છે. તું સ્વપ્રકાશિત છે. તું ઝીણામાં ઝીણો છે, અને જુદા જુદા રૂપે રહેનારો છે, તેથી તારૂં સ્વરૂપ મનમાં આવી શકતું નથી.

(૪) તું દૂરથી પણ દૂર અને પાસેથી પણ ઘણો પાસે છે. છતાં દરેક આત્માની અંદરજ રહેલો છે

(૫) તું આંખથી દેખાતો નથી. વાણી તારી પાસે પહોંચી શકતી નથી; ઇન્દ્રિયો તને પકડી શકતી નથી. તેમ તપ કે યજ્ઞાદિ કર્મ કરવાથી મળતો નથી.

(૬) પણ જ્યારે હમારી વૃત્તિઓ શાન્ત થાય; અંતઃકરણ નિર્મળ થાય, તારૂં સ્પષ્ટ જ્ઞાન થાય અને તારૂં સાચું ધ્યાન ધરાય તોજ તું મળે એવો છે.



(૭) તું મહાન છે, દેવતાઓને પણ દૈવત આપવા વાળો, રાજાઓનો પણ રાજા માયાથી અલગ છતાં સાથી શ્રેષ્ટ છે. આવો જે તું તેને હમે જાણવા ઇચ્છીએ છીએ.

૮.

(૧) પ્રભુ ! તને શરીર નથી, ઇન્દ્રિયો નથી, અને તારા જેવો કે તારાથી ઉત્તમ બીજો કોઇ જોયો કે સાંભળ્યો નથી. તારી ચમત્કારીક શક્તિ સર્વ જગાએ જુદી જુદી રીતે સંભળાય છે.

(૨) બ્રહ્માંડમાં તારો કોઇ ધણી નથી. તેમ તને કોઈ નિયમમાં રાખી શકે એવો નથી. તારો કંઇ આકાર કે ચિન્હ નથી, તું સર્વનું કારણ છે. એટલે તું સ્વયંભુ છે તને કોઇ ઉત્પન્ન કરવા વાળો કે પાળવાવાળો નથી.

(૩) તું સર્વને તેના કર્મનું ફળ આપવાવાળો અદલ ન્યાયાધિશ છે. સર્વ જીવોને ઠરવાનું ઠેકાણું છે. સર્વનો સાક્ષિ છે, ચૈતન્ય છે, તું ત્રિતાપ ( આધિ, વ્યાધિ, ઉપાધિ ) થી મુક્ત છે એટલે તે તને અસરજ કરી શકતાં નથી.

(૪) તું ભેદ વિનાનો સૌને વશ રાખનાર અને એકજ તત્વમાંથી સર્વ કાર્ય બનાવનાર સમર્થ ધણી છે.

(૫) ભગવાન મારા અંતરાત્મામાં રહેલા છે એવો જે ભક્તને અનુભવ થાય છે તેમને નશ્વર સુખ કે શાન્તિ મળે છે અને એવી રીતે જે તન્મય કે લયલીન થતા નથી તેને શાન્તિ સુખ મળતું નથી.

(૬) તું વેદાન્ત જ્ઞાન અને અષ્ટાંગ યોગથી જાણવા લાયક છે અને તે જ્ઞાન કે યોગ વડે તું સાદ્રશ્ય થઇ શકે એવો છે- તને જેવા

રૂપમાં ભક્ત જેવા માગે તેવા રૂપે તું દર્શન આપે છે અને એટલી શક્તિ પ્રાપ્ત કરનાર ભક્ત જન્મ મરણની પીડામાંથી છુટી જાય છે.

(૭) વ્હાલા પ્રભુ ! તું વિશ્વનો સરજનાર છે અને મહાત્માઓના હૃદયમાં હંમેશાં સ્થાયિ રહે છે. મનુષ્યના અંતરમાંથી બધી જાતના સંશયો મટી જાય છે ત્યારે તું પ્રકાશિત થાય છે અને તને જાણનાર અમર બને છે.

૯.

(૧) મારા પ્રિય પ્રાણ ! તું સર્વ નાની મોટી વસ્તુઓમાં કે જગાઓમાં તદ્દન છુપી રીતે રહ્યો છે તેથી તારૂં જ્ઞાન મેળવવું મુશ્કેલ છે. જે ભક્ત ધીરજ રાખીને આંતરદર્શી થતા જાય છે તે તને જાણી શકે છે. જાણ્યા પછી હર્ષ શોકમાંથી મુક્ત થઇ જાય છે.

(૨) તું આ દુનીઆની દરેક વસ્તુઓમાં ઓતપ્રોતથઇને રહેલો છે એટલે દરેકમાં તું છે અને દરેક વસ્તુ તારામાં છે. છતાં વસ્તુઓ નાશ પામતાં તું નાશ પામતો નથી.

(૩) તેં સૃષ્ટિની ઉત્પત્તિ વખતે પ્રથમ બ્રહ્માને પેદા કીધા, તેને જ્ઞાન આપ્યું એવો જે તું મારા શરીરમાં આત્મા રૂપે સાક્ષી છે તેનું હું મારી મુક્તિ માટે ધ્યાન ધરૂં છું અને શરણ લઉં છું.

(૪) પ્રભુ ! તું કોઇ પણ જાતનું કર્મ કરતો નથી. તેથી પાપ વિનાનો છે. અને હંમેશાં શાન્તિમાં રહેવાવાળો છે. તારૂં સ્વરૂપ પુરેપુરૂં કોઇ જાણી શકતું નથી.

(૫) તું કોઇ જાતની ભૂલ કરતો નથી તેથી તને કોઈ જાતના દોષ લાગતા નથી. તારો નાશ થતો નથી અને જીવ માત્રને ભવપાર ઉતારવા માટે એક સારામાં સારો નિર્ભય પૂલ જેવો છે.

(૫) તું સર્વનો માલીક છે અને તેથી સવનો રક્ષણ કરનાર છે. લોકોના કલ્યાણ સારૂ સંસાર સાગર તરવાના નાવ જેવો થઇ તેનો બધો ભાર તું તારા ઉપર લઈ લે છે.

(૭) હે પરમાત્મા ! તું જ્યોતિરૂપ છે, અણુ કરતાં પણ ન્હાનો છે છતાં અનંત બ્રહ્માંડો તથા સર્વ જીવો તારામાં રહેલા છે. તુંજ સત્ય અને અવિનાશી છે.

(૮) તું પરમાત્માને આત્મા પકડી શકે છે. માટે હમે હરી જનો એકચિત્તે હમારા આત્માને તારી સાથે તન્મય કરવા ઉમેદ રાખીએ છીએ. તે તું કરાવ.

(૯) જીવો જ્યારે ઉંઘી જાય છે ત્યારે પણ તું જાગતો રહે છે. અને સર્વ માટે જરૂરી ચીજો બનાવે છે. સર્વ તારેજ આશારે રહ્યાં છે. તું કોઇને આશારે નથી. માટે તું સર્વ શકિતમાન ઇશ્વર છે.

## ૧૦

(૧) પ્રભુ ! તું નાનાથી નાનો અને મોટાથી મોટો છે. સૌના અંતઃકરણમાં રહેલો છે, છતાં નજરે પડતો નથી. પણ તારી કૃપા થાય તો દેખાય પણ છે.

(૨) તારો મહિમા સમજાતાં હમારા મનમાં કોઈ પણ જાતની કામના રહે નહિ, કોઇ પણ જાતની દીલગીરી કે હર્ષ રહે નહી, તો હમે મહાત્મા થતાં તારૂં દર્શન પામી શકીએ, માટે તેમ તું કર.

(૩) તું એકજ, સર્વને વસ રાખનાર, સર્વ પ્રાણી પદાર્થોનો અંતર આત્મા અને એકમાંથી અનેકરૂપ કરી શકે એવો છે.

(૪) જે ભક્તો ઉપર મુજબ સમજી શકે તે તને અનુભવી શકે છે, અને નાશ ન પામે એવું સુખ મેળવી શકે છે. બીજાને એવું અવિનાશી કે સતત્ સુખ મળતું નથી.

(૫) તું આખી દુનીઆમાં વ્યાપિને રહેલો છે માટે સર્વ સ્થળે તારા હાથ, સર્વ સ્થળે તારા પગ, સર્વ સ્થળે તારી આંખ, સર્વ જગાએ તારાં માથાંને મ્હોં અને સર્વ સ્થળે કાન છે એમ હમે સમજીએ છીએ.

(૬) તને કોઇ પણ જાતનું આચ્છાદન કે ઢાંકણુ નથી, તારો લાલ પીળો વગેરે કોઇ જાતનો રંગ નથી તું પવિત્રમાં પવિત્ર છે, સર્વથા સમર્થ પરમ પુરૂષ છે.

(૭) તું આંખથી દેખાતો નથી, ઇન્દ્રિયોથી પકડાતો કે જણાતો નથી. લક્ષણ કે ગુણથી સમજી શકાય એવો નથી. સહેલાઇથી ધ્યાનમાં આવી શકે એવો નથી. પણ અખંડ શાન્તિ દાતા મંગળ સ્વરૂપ છે.

(૮) પ્રભુ! તું આત્મારૂપે હમારા હૃદયમાં રહે છે માટે હમારો આત્મા હમને પુત્ર, ધન, કે જગતની સર્વ વસ્તુ કરતાં વ્હાલો છે.

(૯) જગતની સર્વ વસ્તુ નાશ પામે એવી છે. માટે તારા કરતાં હમે કોઇ ચીજને વ્હાલી ગણતા નથી. સૌ ઠેકાણે તારા મહિમાને જોઇએ છીએ. તારા સ્વરૂપનું મનન કરીએ છીએ અને તારામાંજ હમારા જીવને પરોવી રાખીએ છીએ.

(૧૦) હે પ્રભુ! ગાડીના પૈડામાંના જુદા જુદા આરાઓ એકજ વચલા જાડા લાકડામાં પરોવાયલા છે અને એકજ ગોળ પુઠીમાં રહ્યા છે, તેમ સર્વ લોક સર્વ જીવ તું પરમાત્મામાંજ સમાઈ રહેલા છે.

ૐ શાન્તિઃ

## જાપ મંત્રો. [ અર્થ સાથે ]

અધિકારીઓએ—ॐ नमो शिवाय બીજાંએ नमो शिवाय

„ ॐ नमो भगवते वासुदेवाय, બીજાંએ-
नमो भगवते वासुदेवाय.

„ ॐ हरि બીજાંએ हरि हरि કે राम, राम

તદુપરાંત.

માત્ર द्विज वर्णे—गायत्री मंत्र કે महामंत्र જાપ રોજના ૩૨૪ અવસ્ય કરવા જોઇએ.



પમાં લેવાના મંત્રો અધિકારી પરત્વે જુદા જુદા હોય છે; અને તે સદ્‌ગુરૂઓ અધિકાર પ્રાપ્ત થતાં જાપ કરવાને આપે છે. પોતાની ઇચ્છાનુસાર ગમે તે મંત્રના જાપો કરવા મંડી પડનારને કાળ ક્ષેપ કરવા સિવાય કશું પણ ફળ પ્રાપ્ત થતું નથી, અને પછી તેઓ મંત્ર જાપની મહત્તા વિષે ગમે તેમ બકે છે તે વાજબી નથી. મંત્ર નું બળ પહાડ તોડી પાડે છે, નદી વહેતી અટકાવી દે છે. સમુદ્ર પાસે માર્ગ મુકાવે છે વગેરે વગેરે મહાન કૃત્ય મંત્રોથી થયાં છે, થાય છે અને થશે. પણ ક્યારે ? સવિધી કરવામાં આવશે તો. નીકર મહેનત અને અર્થનો કરેલો વ્યય નકામો છે. આ ઉપરથી સાબિત થશે કે ભક્તિ માર્ગે વહન કરવામાં ભોમિયાની માર્ગ દર્શકની વા સદ્‌ગુરૂની જરૂર છે. એક ગામથી બીજા ગામે જવામાં ભોમિ-યાની જરૂર પડે છે તો પ્રભુના ધામે પહોંચવાના મહત્ માર્ગમાં ભોમિયાની જરૂર નથી એમ કહેનાર કશું મેળવતો નથી, પણ આપા પંથી રહી જીવન વ્યર્થ ગુમાવે છે. આ બાબે વધુ લખી નાકક

કાળક્ષેપની જરૂર નથી. એ વિષય વધુ વિસ્તારથી બીજાં પુસ્તકોમાં લખાઇ ચુકેલો હોવાથી સર્વ માન્ય થઈ ગયો છે કે સદ્દગુરૂની સર્વને જરૂર છે અને નગુરા કોઇએ રહેવું ન જોઇએ.

સદ્દગુરૂઓ આપણને આરંભમાં અમુક શબ્દો જાપ માટે આપે છે તે શબ્દોની રચનાજ એવી હોય છે કે તે જાપથી જપનારનું હૃદય અને તેના ઉચ્ચાર વડે તેની આજુબાજુનો ઓઝ પવિત્ર થઇ જતાં તે અધિકારીના વિચારો સુમાર્ગ કે ભક્તિમાર્ગે વહન કરવા માંડે છે. અને અધિકારમાં વૃદ્ધિ થતી જાય છે. જેમ બાળપોથીના પાઠોનું જ્ઞાન પરિપકવ થતાં પહેલી ચોપડી મહેતાજી સાહેબો વંચાવે છે તેમજ મહાત્માઓ–ગુરૂઓ–પાયરી ધર પાયરી શિષ્યોને વધારવા યત્ન કરે છે. શિષ્યોએ પોતાનો અધિકાર થયા વિના પગથીઉં બદલવા કદાપિ ઉતાવળ કરવી જોઇતી નથી. જેમ પહેલી ચોપડીનો વિદ્યાર્થી પાંચમી ચોપડીમાં બેસવા માગે તો મહેતાજી સાહેબો તેમ કરવા દેતા નથી કારણ કે તે વિદ્યાર્થી ભણ્યા વિના રહે છે. તેજ પ્રમાણે અધ્યાત્મિક ગુરૂઓ માટે પણ નિયમ છે. ટુંકમાં કહેવાનું એ કે પ્રભુપ્રેમ ઉત્પન્ન કરવાને ગુરૂઓએ દર્શાવેલા માર્ગે ચાલવાની પ્રથમ જરૂર છે.

ગુરૂઓ કોઇ શિષ્ય શિષ્યવૃત્તિધારી થતાં દ્વિજ અધિકારીને પ્રથમ ૐકાર પ્રણવના જાપ કરવા કહે છે. જે પ્રણવ મંત્ર આખા શાસ્ત્રના સાર રૂપ તથા બ્રહ્મા–ઉત્પન્ન કરનાર, વિષ્ણુ પાલન કરનાર, અને શીવ સંહારનાર આ ત્રિપુટીનું એક રસ સ્વરૂપ છે. ત્રિપુટીનું એકીકરણ પામેલું નામ છે, અને આખી સૃષ્ટિ કે જેમાં પરમાત્મા અને પરમાત્મામાં સૃષ્ટિનો સમાવેશ થયો છે તે દર્શક ટુકું ચિન્હ

છે, દ્વિજ વર્ગ સિવાય અન્ય વર્ગને આ મંત્ર જાપ માટે ગુરૂઓ આપતા નથી, અને પોતાની સ્વેચ્છાથી કરે તો ફળતો નથી. વખત નકામો જાય છે. ફરીથી અનુભવપૂર્વક જણાવું છું કે **ગુરૂ વિના જ્ઞાન થવાની આશા બાંધવી એ આકાશ કુસુમ મેળવવા જેવું છે.**

બીજો મંત્ર **नमो शिवाय** હું શિવને નમું છું. શિવ કે શંકર એ સૃષ્ટિની સંહારક શકિતનું નામ છે. જેમ બ્રહ્મા ઉત્પાદક શક્તિનું નામ છે, વિષ્ણુ પાળક કે પોષક શકિતનું નામ છે તેવુંજ શિવ એ સંહારક શકિતનું નામ છે. આ ત્રણે નામો તેમના ત્રણ પ્રકારના ગુણોને આલેખી રાખવામાં આવેલાં છે. બ્રહ્મા—રજોગુણનું સ્વરૂપ છે. અને તે આ ગુણવડે સઘળું નવું નવું ઉત્પન્ન કરવાનું કાર્ય કરનાર છે. વિષ્ણું સત્વગુણનું સ્વરૂપ છે. તે પાલન કરવાનું કે રક્ષણ કરવાનું કાર્ય કરનાર છે, અને શંકર કે શિવ તમોગુણનું સ્વરૂપ હોઇ સંહાર કરવાનું કાર્ય કરે છે, આમ શાસ્ત્ર કહે છે. વળી આ ત્રણે ગુણ રજ, સત્વ ને તમ કે બ્રહ્મા, વિષ્ણુને શિવ આદિમાં અને અંતમાં એકજ છે માત્ર કાર્ય પરત્વે ત્રણ જુદા છે. તેથી ત્રણ પૈકી કોઇ પણ એકનું નામ તે પ્રભુનુંજ નામ છે, એમ માનવાને જરા પણ હરકત નથી. છતાં કેટલાક અધવધરાઓ—અધુરી સમજ વાળા પોતે વિષ્ણુ ભગવાનના ઉપાસક હોય તો શિવ શબ્દ સરખો બોલવામાં ભ્રષ્ટતા માને છે. દરજીને સીવવાનું કહેતાં અક્ષર ફેર શબ્દ હોવા છતાં સીવ ન કહેતાં દોરા ભર બોલે છે એ મુર્ખાઇજ છે. અન્ય કંઈ નથી. હરી અને હર એકજ છે. જુદા છેજ નહી. બ્રહ્મા, વિષ્ણુ ને શંકર આ ત્રણે પરમાત્મા સ્વરૂપજ છે, માટે એવી મારામારી કરવાની કોઇ પણ ભક્તને જરૂર નથી. ભક્તની ફરજ છે કે

સત્ય અને અનુકુળ માર્ગે પડી રોજરોજ હું આગળ કેટલો વધ્યો તેજ જોયા કરવાનું છે. આજનો દિવસ આયુષ્યમાંથી ઓછો થયો અને મેં કરવા જેટલું કામ કર્યું કે નહી, એમ મનપર રાખવું. દુની-આના આખરે નાશવંત પદાર્થ મેળવવા માટે સંતોષી રહેવું, પણ જ્ઞાન મેળવવામાં અસંતોષીજ રહેવું શ્રેયસ્કર છે. આજે મારાથી જોઇતા જાપ ન થયા, ધુન ન થઇ, કીર્તન ન કરાયાં, પ્રભુની સેવા પૂરા પ્રેમથી ન થઈ, વ્હાલાને પુરા વ્હાલથી થાળ ન ધરાવી શક્યો, આજે ચંદનમાં કસ્તુરી ભુલી ગયો, પોષાકમાં પગના ઝાંઝર જરા ઠીક નથી આવ્યાં. ધૂપમાં અગરબત્તિ બહુ સારી ન ધરાવાઇ, આજે પ્રભુને તુળસી તાજાં ન ધરાવાયાં, પાણી પવિત્ર અને સ્વચ્છ લાવવામાં આજે ગફલત થવા સંભવ હતો. આવા આવા વિચારો પ્રેમ લક્ષણા પ્રાપ્ત કરનાર ભક્તજનને અત્યંત શ્રેયસ્કર છેજ. ટુંકમાં દ્વિજ પુરૂષ વર્ગે ॐ નમો શિવાય આ મંત્ર જાપ કરવો અધિકાર યુક્ત છે અને સ્ત્રી અને શુદ્રોએ નમો શિવાય નો જાપ અધિકાર યુક્ત મનાય છે. દરેક સ્માર્ત આ મંત્રનો જાપ કરે છે, અને પોતે શંકરના ઉપાસક હોવા બદલ કપાળમાં આડું પુંડ્ર કાઢી વચમાં ચાંદલો કરે છે.

ઉપર મુજબ જાપનો ત્રીજો મંત્ર ॐ નમો ભગવતે વાસુદેવાય છે તે દ્વિજ વર્ગના અધિકારીઓએ જાપમાં લેવો અને સ્ત્રી તથા શુદ્ર વર્ગે ॐકાર પ્રણવ બાદ કરી નમો ભગવતે વાસુદેવાય આ મંત્રનો જાપ કરવો. આ મંત્રનો અર્થ વાસુદેવ ભગવાનને હું નમું છું કે નમસ્કાર કરું છું એવો સ્પષ્ટ છે. ભગવાન વાસુદેવ વસુદેવ અને દેવકી-જીને ત્યાં અવતારધારી થયા હતા તે ઉપરથી વાસુદેવ કહેવાયા હતા.

વસુદેવથી ઉત્પન્ન થયા માટે વાસુદેવ કહેવાય. આ મંત્રમાં બાર અક્ષર હોવાથી દ્વાદશાક્ષરી મંત્ર કહેવાય છે. આ મંત્ર વૈષ્ણવ માત્રને જાપ માટે આપવામાં આવે છે અને પોતે શ્રીવિષ્ણુના ઉપાસક છે એ બતાવવાને કપાળમાં ઉભું ટીલું કાઢી વચમાં ચાંદલો કરે છે.

આ સિવાય ॐ हरि, हरि, हरि. राम, राम, राम સંપ્રદાય કે પંથના નિયામકો કે અધિષ્ઠાતાના નામો મંત્ર તરીકે શિષ્યોને આપવામાં આવે છે. તે સર્વમાં ભાવ પ્રભુનામ સ્મરણનોજ રહેલો હોય છે, તેથી એ બાબે વધુ વિવેચનની જરૂર નથી. ખાસ લક્ષ ખેંચવા જેવી બાબત એ છે કે દરેક ધર્માચાર્ય પ્રભુના એજંટ છે. તેઓનું લક્ષ પોતાને અનુકુળ કે જાણીતા માર્ગે પ્રભુ સાનિધ્ય કરવાનોજ આશય રાખવા ઉપરાંત દેશનું ઐક્ય જાળવવા તરફ હોય છે. જુદાં જુદાં ટોળાંએ એવા ધર્માન્ધ ન થવું કે સંપની વૃદ્ધિને બદલે કુસંપની વૃદ્ધિ થાય. એકજ શ્રેષ્ટ વસ્તુ તરફ સર્વ મંડળનું લક્ષબિંદુ હોવા સાથે એક બીજા પ્રત્યે ભ્રાતૃભાવની વૃદ્ધિ કરવાને બદલે ઇર્ષા કરવી એ પ્રેયસ્કરજ નીકળે. આખી સૃષ્ટિ માટે એકજ ધર્માચાર્ય હોય એવું બનવું મુશ્કેલ છે. કારણ કે અમુક લશ્કર સાચવવા કે તેને હુકમમાં રાખવા એકથી વધારે કમાન્ડરો રાખવા પડે અને ત્યારેજ તે લશ્કરની ટુકડીઓ હુકમ પ્રમાણે એક્તા સેવી ધારેલું કાર્ય કરી શકે. તેમ દુનીઆના જુદા જુદા ભાગોમાં પ્રભુનું જ્ઞાન આપનાર જુદા જુદા મહાત્માઓ હોય અને તેઓ દેશકાળ અને ત્યાંની આબોહવાને અનુસરી જુદે જુદે માર્ગે પ્રભુ મેળવવાના માર્ગો બતાવી તે તે મંડળને મુકરર માર્ગે વહન કરાવે એ વાજબીજ છે. તેથી કરીને દરેક પેગંબરો અને અનુગામી-

ઓનો પ્રભુ જુદો છે એમ માનવાનું કંઇજ કારણ નથી. પ્રભુ આખી જડ અને ચૈતન્ય સૃષ્ટિનો તારક રક્ષક પોષક સંહારક એકજ છે; અને તેનું જ્ઞાન થવા માટે જુદા જુદા વિભાગને સમજાવવા માટે તેનાજ કલ્યાણાર્થે પ્રભુએ અંશાવતારી મહત્ વ્યક્તિને જન્મ આપ્યો હોય છે. તે અંશાવતારીઓએ પોતાના ઉપદેશની કક્ષા બની શકે તેટલી વિશાળજ રાખી છે. શંકુચીત કરી નથી. પણ અલ્પજ્ઞ શિષ્યો રાગ-દ્વેષથી મુક્ત થએલા ન હોવાથી ગમે તેવો સાંકડો અર્થ કરી ભ્રાતૃ-ભાવ ઓછો કરવા યત્ન કરતા જોવામાં આવે છે. એ વાજબી નથી.

દુનીઆનો પ્રભુ એક છે એટલે આપણી સૂર્યમાળામાં રહેલા તમામ ગ્રહ ઉપગ્રહો અને તે પરની સૃષ્ટિનો પ્રભુ એક. વધુ સ્પષ્ટ કહીએ તો બુધ, શુક્ર, પૃથ્વિ મંગળ બ્રહસ્પતિ શનીયુરેનશ, અને નેપ-ચ્યુન આ સર્વે ગ્રહો બીજા ઉપગ્રહો, લઘુગ્રહો, ધુમકેતુઓ આ સર્વપરની સૃષ્ટિનો પ્રભુ તેજ. એવી અનેક સૂર્ય માળાના ગ્રહો, ઉપ-ગ્રહો ઇત્યાદિનો પ્રભુ છે. મતલબ કે **પ્રભુ બે છેજ નાહે.** તેમજ હીંદુનો પ્રભુ તેજ મુસલમાનનો, તેજ પારસીનો, તેજ ખ્રિસ્તીનો, તેજ યાહુદીનો. ખંડવાર લો તો એ તેમજ, અને દેશવાર લો તો એ તેમજ, જાતવાર લો તોએ તેમજ. પ્રભુ એક એકને એક. હવે દુની-આમાં દ્વૈતવાદીઓ ખોટો વાદ કરી દેશમાં કુસંપના બીજ રોપી રહ્યા છે, તે ખોટા ઢોંગી અને હુલ્લડખોર માત્ર વિધ્નસંતોષીજ છે. પ્રભુ એક અને એમને ઓળખવાના કે એમની પાસે પહોંચવાના માર્ગ જુદા જુદા એ વાજબી છે. જેમને નજીક પડે તે રસ્તે જાય. ભોમિયા કે ગુરૂઓ તેજ કામ કરે છે. માર્ગ સરળ અને સહેલો ભય વિનાનો બતાવે છે. તે દેશ કાળ આબોહવા કે જાણનારના અધિકાર પરત્વે

અન્ય અન્ય બતાવે, પણ જોવાની કે જાણવાની વસ્તુ જે પ્રભુ તે તો સર્વની એકજ. મહમદ સાહેબનો ખુદાનો માર્ગ તે ક્રાઇસ્ટ સાહેબના ખુદાના માર્ગથી ન્યારો પણ બંને સાહેબોનો પ્રભુ એકજ. એજ પ્રમાણે પારસી અને વૈદિક ધર્મના નિયામકોનો પણ પ્રભુ એકજ. માર્ગ ભલે જુદા પણ પહોંચવાની જગા એકજ. મેળવવાની વસ્તુ એકજ. તો હવે ધર્મની મારામારી રહેતીજ નથી. મહાન ગુર્જર કવિના શબ્દમાં કહીએ તો.

પરમેશ્વરની આ પ્રજા, સઘળો છે. સંસાર
એક કુટુંબી આપણે, એક પિતા પરિવાર
કાળા ગોરા કોય છે, મન હીણા ધનવાન
કહો ન હલકો કોઇને, સઘળા એક સમાન.

બાલ્યાવસ્થાથી આ વાત ગોખાવવામાં આવેલી. મોટપણે ભુલી જનાર માટે કેટલું બધું શોચનિય છે કે તેઓ પોશાક કે રંગના ભેદ બુદ્ધિ રાખી એકજ પિતાનો પરીવાર હોવાથી ભ્રાતા ભગીની માનવાનું ભુલી જઈ જુદાઇ રાખી દેશના ઐક્યમાં વિઘ્ન લાવે છે.

**બ્રહ્મમન્ત્ર** [ અર્થ અને પરચ્છેદ. ]

અધિકારીઓ માટે અનધિકારીઓને ફળદ નથી.

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭

**ॐ भूः भुवः स्वः महः जनः तपः सत्यम्**

આ સપ્ત ભુવન જેનાથી પ્રકાશિત છે.

**तत् सवितुः वरेण्यम् भर्गः देवस्य धीमहि**

તે સૂર્ય દેવના શ્રેષ્ટ તેજનું (અમે) ધ્યાન ધરીએ છીએ.

**धी यः यः नः प्रचोदयात्**

(કે) જે જે અમારી બુદ્ધિને (ઉન્નતિ ક્રમે) પ્રેરે છે.

## જાપ માટે મંત્ર.

**ॐ भु र्भुवः स्वः। त त्स वि तु र्व रे ण्यं भ र्गो दे वस्य**
१ २ ३ ४ ५ ६ ७ ८ ९ १० ११ १२
**धी म हि। धी यो यो नः प्र चो द या त्**
१३ १४ १५ १६ १७ १८ १९ २० २१ २२ २३ २४

આ મંત્ર ૨૪ અક્ષરનો છે.

આજકાલ ગાયત્રી મંત્રાધિકારીઓ સંધીના સમયે સંધ્યાદિ કર્મ કરતી વેળા પ્રાણાયામ કરવામાં તથા ફરજીયાત ૩૨૪ જાપ કરવામાં આ મહામંત્રનો ઉપયોગ કરે છે. પણ પ્રસંગોપાતની મારી મુલાકાતમાં એ મંત્ર શા માટે જાપમાં લેવાને અધિકારીઓને શાસ્ત્રમાં ફરજ પાડી છે. તથા અનધિકારીજનો શા માટે એના જાપ ન કરી શકે? તથા એમાં કેવો ઈષ્ટાર્થ રહ્યો છે તેની તપાસ કરતાં ઘણીવાર મને નિરાશા પ્રાપ્ત થઇ હતી. તેથી આ મંત્રને આ રૂપે પ્રકટ કરવા કારણ મળ્યું છે.

આ મહામંત્રની કીંમત અધિકારી વર્ગ જેટલે દરજ્જે ન્યુન સમજવા લાગ્યા, ત્યારથીજ પૂરી પડતી હાલત તે વર્ગની થએલી આપણે જોઇએ છીએ. એ મંત્રમાં શી ગહન વાત સમાવેલી છે, એ જ્યાં સુધી જાણવામાં આવે નહીં; ત્યાં સુધી એના ૩૨૪ ને બદલે ગમે તેટલા વધુ જાપો રોજના કરવામાં આવે તો તેથી કશો પણ ફાયદો નથી. તેથી જાણવાની જરૂર છે કે આ મંત્ર એક ખરેખરો મહામંત્ર કે બ્રહ્મમંત્ર છે. ચારે વેદ અને નવ ઉપનીષદાદિના સાર રૂપ છે એમાં જરાએ અતિશયોક્તિ નથી; એમ સમજુ વર્ગ જાણેજ છે. સર્વવ્યાપક પરિપૂર્ણ નારાયણની મહત્શક્તિ સૂચક આ તેની ઈ-

અજ્ઞાનુસાર ચાલતી અનેક સૃષ્ટિઓના જીવનરસ રૂપ સઘળા એ સૂર્યો સાક્ષાત પરબ્રહ્મના ચિત્તાકર્ષક સ્વરૂપો છે. તેથી એનું ધ્યાન ધરવું એ સર્વ પ્રકારે શ્રેયસ્કર છે. પ્રભુ સાયુજ્ય, સામિપ્ય, સાલોક્ય અને સારૂપ્ય પૈકી કોઇપણ એક પ્રકારની મુક્તિ મેળવવામાં આધ્યાન ઘણું સુગમ અને નજીકનું દ્વાર છે. માટે જે અર્થમાં મંત્ર લખાયો છે તે સ્પષ્ટાર્થ જાપ વેળા અધિકારીના હૃદયસ્થાને હોવોજ જોઇએ કે જપની દરેક શ્વાસા કીંમતી થઇ શકે. પ્રશ્ન થશે કે આ અને આ પ્રકારના અન્ય મંત્રોના ભાવાર્થ કે સાર અધિકારી વર્ગ પોતપોતાની માતૃભાષામાં કહે અગર મંત્રોના ભાવો પોતપોતાની ભાષામાં ગોઠવી તેના જાપો કરે તો શી હરકત છે? આનો પ્રત્યુત્તર જાણવા પહેલાં તેમણે મંત્ર શી વસ્તુ છે તે જાણવું જોઇએ.

## મંત્ર શું છે?

વૈદિક ધર્મમાં મંત્રનો અર્થ નીચે મુજબ છે. ૠષિ—મુનીઓએ શાસ્ત્રજ્ઞ થઇ તેના ફળ સહેલાઇથી કેવી રીતે ઇતર વ્યક્તિઓને મળી શકે, તે ઉપર સંપુર્ણ વિચાર કરી જેનો અર્થ ઘણો વિશાળ કક્ષામાં થાય એવા અક્ષર શબ્દ કે વાક્ય સમુહો ગોઠવ્યાં હોય છે; અને તે શાસ્ત્રના સાર કે તારતમ્યરૂપ છે. તેના જાપો જયાં (જે જગાએ) થાય છે તે જગાનું વાતાવરણ તે મંત્રના શબ્દઘોષ વડે તે શાસ્ત્રમય બની રહે છે; અને તેના સમાગમનું વાતાવરણ તે મય થઇ સર્વ તરફ તેના રૂપોને ફેલાવે છે. વાતાવરણમાં ધારેલાં સાત્વિક રૂપો બાંધવા અને ફેલાવા માટે જે અક્ષર, શબ્દ કે વાક્ય સમુહ જ્ઞાતાઓએ મુકરર કીધા છે તે સૂર કે નાદ સાથે સંબંધ ધરાવે છે, અને તે નાદ કે સૂર મુજબ ફળ ઉત્પન્ન થાય છે. માટે ગોઠવેલા અક્ષર શબ્દ

કે વાક્ય સમુહો તેની તેજ ભાષામાં, રચનામાં કે સૂરમાં બોલાવાની જરૂર છે. બીજી ભાષા કે હરકોઇ પ્રકારે બોલવાથી મંત્રનું માહાત્મ જતું રહે છે. આ વાત જાપ કરનારાએ લક્ષ બ્હાર કરવાની નથી. તેની સાથે જે મંત્રનો પાઠ થતો હોય તેની સમજ જપનારને અવશ્યનીજ છે. નીકર પોપટની માફક વગરસમજે કરવા જેવું થઈ પડે છે. મંત્રના અર્થ કે ભાવ મનમાં જાપ કરતી વેળા હોવાજ જોઇએ. તેથી કરીને મનોભાવના દિનપ્રતિદિન પ્રબળ થતી જવા સાથે ધ્યાન શક્તિ કેળવાશે અને ફળ પ્રાપ્તી સુલભ થશે. પ્રશ્ન થશે કે મહાત્મન્ વ્યક્તિઓ નિષ્કામ કર્મી હોય છે તેને ફળ પ્રાપ્તી શી? એનો જવાબ એ છે કે અનેક જીવાત્માની ઉન્નતિ એજ તેમનું ઉત્તમ ફળ છે. અન્ય સમજવાનું નથી.

હવે આપણે જાપ કરવાની વિધી વિષે વિચાર કરીએ. અધિકારીએ શૌચ વિધી કરીને પવિત્ર જગામાં એકાંતમાં પવિત્ર આસન ઉપર સુખાસન (સુખ થાય એવી રીતે) વાળી ટટાર બેસવું હાથોની હથેળીઓ ખોળામાં એક એક પગ પર રાખી દૃષ્ટિ નાકની અણીપર રાખી બે ભ્રમરની વચમાં ત્રિવેણીમાં ધ્યાન રાખવું. આ વખતે વાણીને દંડ આપવા સારૂ બિલકુલ મૌન્ય રહેવાની જરૂર છે. શ્વાસ જેમ બને તેમ ધીમો પાડવા યત્નશીળ રહેવાનો જરૂર છે. આજુબાજુના થતા અવાજો એકાગ્રતા ખસેડે છે અને ધ્યાનમાં વિક્ષેપ પાડે છે એમ જણાય તો આરંભે કાનમાં દાટાઓ રાખવા. આગળ જતાં શક્તિ કેળવાતાં તેની જરૂર મટી જશે. જાપ કરતાં વાતચીત કરનાર જાપ કરે છે એમ માનવાની જરૂર નથી. એ કરતાં ન કરવા અને નકામો કાળક્ષેપ ન કરવો એ સારૂં છે.

જાપ બે પ્રકારે કરી શકાય, માનસિક અને શાબ્દિક. (શબ્દો-
ાર કરીને) બંને પ્રકારે ધારેલું ફળ પ્રાપ્ત કરી શકાય છે. આરં-
ા વિદ્યાર્થીઓ શબ્દોચ્ચાર કરીને જાપ કરે છે, અને આગળ
ા મનથી કરે છે. વાંચન બે પ્રકારે થાય છે, તેજ પ્રકાર
માટે પણ છે. શબ્દનાં હડસેલા વાતાવરણમાં જે અસર કે ધ્વનિ
પન્ન કરે છે, તેવાજ ધ્વનિ વિચારથી પણ ઉત્પન્ન થઇ શકે છે.
 કે શબ્દ કરતાં વિચારનું બળ વધી પણ જાય છે. શબ્દ બોલવામાં
અશુદ્ધ ઉચ્ચાર થવાનો સંભવ છે તે વિચારમાં નથી. છતાં
ો માનસીક જાપ કરવામાં અન્ય વિચારે ચઢી જતા હોય. તો
ાએ શાબ્દિક જાપ કરવા વધારે સારા છે. જળાશયમાં કાંકરો
ખવાથી જેવાં વર્તુળો ઉત્પન્ન થઇ ચોગરદમ ફેલાતાં નજરે પડે
તેજ પ્રમાણે માનસીક કે શાબ્દિક જાપના ધ્વનિ વાતાવરણમાં
ેલો પેદા કરી ચોગરદમ ફેલાવે છે. આ વાતને લક્ષમાં લઇ અધિ-
ી જીવાત્માઓ આ મહામંત્રના વિધીયુકત અનુષ્ટાનમાં પાછી પાની
ો નહી એવી ભલામણ છે. એનાથી ઉત્તમ મંત્ર બીજો નથી
નિર્વિવાદ છે.

## ફળ.

આ મહામંત્રના જાપ યત્નથી હૃદયક્ષેત્ર શુદ્ધ સાત્વિક થાય છે
. તેથી નિષ્કામ (ફળની આશા વિનાના) કર્મ કરવાની મરજી
ું બને છે. તેવાં કર્મ કરવાથી ચિતશુદ્ધિ થતાં આત્મદર્શનની
ભિલાષા પાર પાડી શકાય છે. એટલે આવાગમન સાફલ્ય!

## (રાગ મલ્હાર.)

તમે (માહા) મત્ર જપો જપનારા, (૨)
આ કાળે અવર નથીરે આધારા; તમે, ટેક.
સાત્વિક થાશે હ્રદયો તમારાં; (૨)
ઉડશે શાસ્ત્ર જ્ઞાનના ફુવારા, તમે. ૧
અલ્પાયુષઓને શાસ્ત્રો સમજવા, (૨)
નથીરે ઉપાયો અપારા; તમે. ૨
બીજ વાવેથી વૃક્ષજ થાયે; (૨)
શક શા માટે લાવો વ્હાલા; તમે. ૩
સાપ વિંછી જેવા સહેલા સુમંત્રો, (૨)
કામ કરે કેવાં જુવોને જોનારા: તમે. ૪
મહામંત્રથી અધિકાર્થ સરે છે, (૨)
સેવીને ભક્ત થાસે કહેનારા; તમે. ૫

---

## ધુન.

(જાપને અતે તાલ સાથે બોલો.)

૧ રામ, રામ, રામ, રામ; સીતા રામ, રામ, રામ,
રઘુ પતિ રામ, રામ; રામ, રામ, રામ, રામ.
૨ હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, રાધા કૃષ્ણ હરે કૃષ્ણ,
રામ કૃષ્ણ હરે કૃષ્ણ, હરે કૃષ્ણ હરે કૃષ્ણ,
૩ રાધે ગોવિંદ ભજો રાધે ગોવિંદ:
લક્ષ્મી પતિ ગોવિંદ, ભજો રાધે ગોવિંદ.

૪ જપો રામ કૃષ્ણ ગોવિંદ, મહા મંત્ર જાપ,
બાળે પોતાનાતો પાપ, ટાળે ત્રિવીધિના તાપ,
૫ હરે રણછોડરાયા, મને લાગી તમારી માયા,
હરે પુંડરીક દેવા, મને લાગે છે મીઠા મેવા.
૬ શ્રી મન્નારાયણ, નારાયણ, નારાયણ,
લક્ષ્મિ નારાયણ, નારાયણ, નારાયણ.
૭ સૌથી હરી મોટા, હરી મોટા. (૨)
બાકી બીજા ગપોટા, સૌથી હરી મોટારે હરી મોટા.
૮ હરે રણછોડ રંગી, તમે જનમો જનમના સંગી,
હરે દ્વારકાં રાયા, તમે પવિત્ર કીધી કાયા.
૯ ભજ ભજ ભજ, રામ કૃષ્ણ મન ભજ,
તજ તજ તજ, હુકાર મકાર તજ.
૧૦ સરવે જુઠું છેરે સરવં જુઠું. (૨)
રામ નામ છે સૌથી મીઠું રે, સરવે જુઠું છેરે જુઠું.
૧૧ સરવ સ્વારથના રે સ્વારથના, (૨)
રામ કૃષ્ણ જપો તે પરમારથના; સરવ સ્વારથનારે સ્વારથના.
૧૨ અંતે ખોટું રે ભાઇ ખોટું. (૨)
રામ નામનું નમળે જોટું રે—અંતે ખોટું રે ભાઇ ખોટું.
૧૩ હરે પુંડરીક રાયા, મને લગાડ તુજપર માયા,
હરે પુંડરીક દેવા, મને ચખાડ ત્હારા મેવા.
૧૪ પરમારથરે પરમારથમાં; (૨)
સમજાવની પ્રભુ સત્રારથમાં—પરમારથરે પરમારથમાં
૧૫ પ્રભુ મારારે પ્રભુ મારા, (૨)
નાસ્તિકો ન માનો તમારારે—પ્રભુ મારારે પ્રભુ મારા.

૧૬ રામ કૃષ્ણ ગોવિંદ, વાસુદેવ ગોવિંદ,
રામ કૃષ્ણ ગોવિંદ, વાસુદેવ ગોવિંદ.
૧૭ રાધા કૃષ્ણ પ્રભુ કુંજ વિહારી,
મોરલીધર ગોવરધન ધારી.
૧૮ હરે મોરારી, હરે મોરારી.
મોરલીધર ગોવરધન ધારી.
૧૯ સીતાપતી રામના મેવા,
ભાવથી ભજીને લેવા.
૨૦ રામકૃષ્ણ વાસુદેવ મહા મંત્ર જાપ,
બાળે પોતાના તો પાપ, ટાળે ત્રિવીધિના તાપ.

વગેરે વગેરે. પ્રભુનામની ધુનો પૈકી કોઇપણ એકને લઇ સર્વેએ સાથે તાળ સહ બોલવી. બોલતાં બોલતાં ધુન મગજમાં ચઢે છે, અને એક તાર બનાવે છે. આ સમયે ધુન કરનાર ભક્તોએ પોતપોતાના પ્રિય સ્વરૂપમાં ધ્યાન ચોંટાડી રાખવાની જરૂર છે. આની અસર ચારે શરીરને થાય છે, અને પરિણામે આ માર્ગમાં દિન પ્રતિદિન વધાય છે.

સતસંગ મંડળમાં ગુરૂ કે નેતા સમક્ષ મળવાનું થાય છે. ત્યાં સર્વ મંડળી ભેગી મળતા સુધી અને મળી રહ્યા પછી પણ સતમાં એકાગ્રતા પ્રાપ્ત કરવા પ્રથમ જાપયજ્ઞ કરેવાનો રિવાજ હોય છે. બાદ એક કે વધારે મનોપદેશ યા પ્રાર્થનાના હરિકીર્તનો ગવાય છે. ત્યાર પછી વાંચન ચાલે છે. વચમાં આળસ ઉરાડવા નેતાઓ ધુનનો ઉપયોગ કરે છે. અંતમાં પણ ધુન કરાવી મંડળી વીખેરે છે એટલે

સત્સંગમાં જાપ, કીર્તન, શ્રવણ અને ધુન આ ક્રમે કાર્ય થાય છે. એમજ થવાની જરૂર છે.

પ્રભુની અર્ચા ભક્તિ પ્રાધાન્ય એવાં મંદીરોમાં પણ ઉપરના ક્રમેજ કામ થતું જોવામાં આવે છે, એ ઠીક છે. સત્સંગની અંતે પ્રસાદ વહેંચવામાં આવે છે એ પ્રભુપ્રેમથી ઉપજેલી મીઠાસ સુચક ચિન્હ છે. ઉપરાંત પ્રેમ વૃદ્ધિસુચક ચિન્હ સમજવાનુ છે. [illegible] પ્રભુની આગળ ધરાવેલા ભોગની વૃદ્ધિ છે. એટલે પ્રભુએ આરોગતાં વધેલું અજીઠું પણ વધુ સ્વાદિષ્ટ બનેલું પકવાન છે. પછી તે ભલે હાંડીમાં રાંધેલો ભાત હોય, કે વરીઆળીદાણા હોય, પણ તેમાં પ્રભુપ્રેમની મિઠાસ–સત્વ સમાયું હોય છે. તે ભક્તોના શરીરમાં જતાં અલૌકિક અસર ઉત્પન્ન કરે છે એમ અનુભવ્યું છે.

પ્રસાદના જેવોજ મહિમા ચરણામૃતનો છે, માટે મંડળીમાં ભજનાર્થે પધાર્યા પછી પ્રસાદ કે ચરણામૃત લીધા વિના છૂટા થવાની નેતાઓ ના પાડે છે, અને તે અત્યંત જરૂરી બીના છે. સાર એ છે કે આ અને અન્ય તમામ પ્રયોગો અંતઃકરણની નિર્મળતા લાવવાના સાધનરૂપે થાય છે. માટે તેને આસ્તિક ભાવે સાચા પ્રેમથી સેવવા એ સર્વ પ્રકારે જીવને શ્રેયસ્કર છે. નેતાઓએ ભાઇબંધ જીવાત્માઓના શ્રેય સારૂ જે જે શાસ્ત્રિય ક્રમ ગોઠવ્યો છે તેમાં સદ્ભાવ રાખી તે પ્રમાણે વર્તન કરવાની જરૂર છે. અધિકારની ઉન્નતિ થતાં સર્વ સાચું, જરૂરી અને ઉન્નતિદર્શક જણાશે માટે પ્રથમ ધૃતિ રાખી સત્પંથે વિચરવાની જરૂર છે. પ્રભુ સર્વ સારૂંજ કરે છે.

ૐ શાન્તિઃ !!

---

# દેવદર્શન—મૂર્તિઓ.

મુમુક્ષુઓ ?



ક્તિમાર્ગે વહન કરવામાં અને ભક્ત થવામા દેવદર્શન એ એક અતી ઉપયોગી સાધન છે; તે નીચેની હકીકત વાંચતાં સ્પષ્ટ સમજાશે. મનુષ્ય જન્મની સાર્થકતા ત્યારેજ થઈ કહેવાય કે તે પ્રભુમય બની રહે, અને મરતી વખતે તેની તમામ વાંસનાઓ દુનીઆની ક્ષણભંગુર છતાં મોહક વસ્તુઓથી વિરામ પામી પ્રભુ તરફ પાછી ફરેલી હોય. પોતાની પ્રીતિ ઢોળવાની જગા પ્રભુજ છે એમ માન્યતા થઇ જાય, તો છેવટ ભાગમાં તે ભક્તજન પ્રભુ મેળવવાને ખાતર જ પ્રભુને ભજતો થઈ જાય; અને પ્રીતિ પાત્ર માત્ર પ્રભુ જ લાગવાથી વાંસના દુનીઆના કોઈ પણ પદાર્થ કે વ્યક્તિ તરફ આકર્ષાય નહી, તો તેણે આવા ગમન સફળ કર્યું કહેવાય. તદુપરાંત તેણે ભક્તિ કરી જાણી કે ભક્ત થયો એમ પણ કહેવાય છે. દરેક ભક્ત એકે જન્મે આ સ્થિતી મેળવવા ભાગ્યશાળી થઈ શકતો નથી; પણ માર્ગે પડનાર એક નહી તો બીજે, બીજે નહી તો ત્રીજે એમ અનેક જન્મે પરિપક્વ થઇ પહોંચવાને સ્થાને પહોંચે છે ખરો. માર્ગે પડનારને રસ્તામાં અનેક ભોમિયા મળી આવે છે. અને ન મળે તો ચકરાવો ખાઇને પણ ઠેકાણું પડે છે. પુરૂષાર્થ એટલું જ કરવાનું કે કંટાળીને કે કુસંગતી થતાં માર્ગ બદલી નાંખવો ન જોઇએ. અશુભ કાર્ય સહેલાઇથી અને ઝટ

થઇ શકે છે, અને શુભ કાર્યમાં હજારો વિઘ્ન નડે છે. તેમ ભક્તિ માર્ગે વહન કરતાં અનેક વિઘ્નો આડે આવે છે. તેનાથી કંટાળી જઇને પુરૂષાર્થ છોડી દેવું ન જોઇએ. ભગતનાં અને જગતના માર્ગ ઉલટા જ હોય. તેથી દુનીઆના રાગરંગ કે દ્વેષાદિમાં રચી પચી રહેલા અભક્તજનો તરફથી ભક્તિ માર્ગે વહેનારને આરંભમાં ઘણી સતાવણીઓ થાય છે. અનેક મેણાં ટોણા મારી પાછા પાડી પોતાના જેવી પ્રાપંચિક હાલત ભોગવાવવાને અનેક યત્ન કરે છે. અનેક પ્રકારની લાલચો સામે લાવી ખડી કરે છે. આ સર્વ માટે ભક્ત થનારે બેપરવા રહી પોતાનું કાર્ય કરવાનું હોય છે. એવી એવી અડચણો વેઠતાં અંતરયામી નીહાળે છે, ત્યારે જ દ્દઢ રહેનાર ભક્તપર પ્રસન્ન થઇ શરણું સ્વિકારે છે. ભક્તિને ખાંડાની ધાર કહેવામાં આવી છે તે એટલાજ માટે. ભક્તિનો માર્ગ દુનીઆના પ્રાપંચીક માર્ગથી કઠણ કહ્યો તે એટલા જ માટે. આગળ વધીને વિચાર કરીએ તો દુનીઆના લોકો કે જેઓને પૂર્વ જન્મના સત્કર્મે સંસારમાં સહેજ અનુકુળતા હોય તેઓ કોઇ દેવદર્શનાર્થે કે સતસમાગમાર્થે જનાર પર ટીકાની વૃષ્ટિ વરસાવે છે. આતો ભાઇ કામ વધ્યું! હવે તો ભગત થઇ ગયા, હમારૂં બધાનું આજ સુધી નીભ્યું અને એનું ન નીભત તે ભગત થઇ ગયા. જરા ટીલાં ચંદન માળા લગાવી ઢોંગ કરતાં કંઇ શરમ આવે છે! વગેરે વગેરે કહેવા ઉપરાંત તેમના ભક્તિ માર્ગના કાર્યોમાં અનેક વિઘ્નો લાવી પાછા પાડવા યત્નો કરી નવાં અશુભ કર્મો બાંધે છે. એવા સમયે દ્દઢતાવાન ભક્તો પાછા પડતા નથી. સદગુરૂઓ બચાવી પણ લે છે; અને ઉપર નીકળી જતાં આ સતાવનારાથી અલગ થઇ જતાં તે સતાવનારાઓ માયામાં સડનાર

હોવાથી સદાના દુઃખી રહેતાં ઉપર ચઢેલાને પગે પડે છે, અને તેને ભક્તના હૃદય આશિર્વાદથી વધાવી લે છે.

હવે આપણે અપણા વિષયપર આવીએ. આપણે ઠામ ઠામ દેવમંદીરો જોઇએ છે. ગામેગામ અને શહેરોમાં પણ જગજગે દેવમંદીરો જોવામાં આવે છે. એક નાનું પાંચ ઝુંપડાનું ગામડું હશે, ત્યાં પણ માતા કે મહાદેવ, હનુમાનજી કે ઠાકોરજીનું મંદીર હોય છે જ. તો એનુ કારણ ઘણું સબળ હોવું જોઇએ. એના સ્થાપન કરનારા સાધારણ મનુષ્ય નહતા, પણ ઘણા બુદ્ધિવાન માહાત્માઓ હતા. તેમના આ કૃત્ય તરફ ઉપરછક દૃષ્ટિએ જોનારને સમજાય એમ નથી, માટે એ બાબે ઉંડે ઉતરવાની જરૂર છે.

મૂર્તિઓ દેવતાઓની કે પ્રભુની હોય, પણ તે પાષાણની કે ધાતુની બનાવેલી હોય છે, અને તે કારીગરોની કારીગરીનુજ પરીણામ હોય કેટલીક મૂર્તિઓ સ્વયંભુ એટલે આપો આપ અમુક જગાએથી કે જમીનમાંથી પ્રકટ થએલી હોય છે, તોપણ તે કોઇ પણ કાળે કોઇ પણ કારીગરના હસ્તે બનાવાએલી જ હોય એ નિઃસંશય છે તો એને પ્રભુ કે દેવતા માનવા કે કેમ એ બાબતમાં કેટલાંક ભાઇ બ્હેનો સંકાશીળ રહે છે. તેથી આ બાબત આ જગાએ સ્પષ્ટિકરણ થવાની જરૂર છે. પ્રભુનુ સ્વરૂપ શાસ્ત્રોમાં નિરંજન, નિરાકાર, અણુહદ, અમાપ સર્વ વ્યાપક, જળ સ્થળ કે સજીવ નિર્જીવમાં એ, અને એમાં સર્વ આવું વર્ણવવામાં આવ્યું છે તો મૂર્ત્તિમાં પણ ખાસ હોવા જ જોઇએ પણ નિરાકાર છતાં આકારમય માનવા. અને મોટા ગહન અમાપ છતાં મૂર્ત્તિ જેવડા માનવા કે કેમ? તેનો ખુલાશો પણ આ સ્થળે થવાની જરૂર છે.

મંત્રો એ શી વસ્તુ છે. અને તેમાં કેટલું બળ રહેલું છે તે વિષે અગાઉ મંત્રોના વિષયમાં કહેવાયું છે તેથી પિષ્ટપેશણની જરૂર નથી. આ જગાએ એટલું જ જાણવતું બસ થશે કે મંત્ર વડે સજીવને નિર્જીવ કે નિર્જીવ વસ્તુને સજીવ કરી શકાય છે. જડને ચૈતન્ય અને ચૈતન્યને જડ પણ કરી શકાય છે તો મુર્ત્તિઓને જો કે કારીગર મનુષ્યોએ બનાવી હોય છે; તો પણ તે ઉપર શાસ્ત્રવિધી યુક્ત પવિત્ર મંત્રો વડે પવિત્ર શાસ્ત્રિઓની મુખ જબાનથી જે જે દેવનુ આવાહન કરવામાં આવે તે તે દેવનો અંશ તે તે મુર્ત્તિઓમાં આવી શકે એ નિર્વિવાદ છે. એ રીતે પ્રતિષ્ઠા પામેલી મુર્ત્તિઓને દેવ માનવાને જરા પણ વાંધો નથી. આથી કરીને તે દેવ મુત્તિ જેવડા જ કે તેવા જ આકાર કે રૂપ રંગના માનવાનું કારણ નથી. દેવની આખ્યા એ મુત્તિને માનવાથી સંકુચિત થતી નથી. શાસ્ત્રમાં જે વર્ણન કરવામાં આવ્યું હોય તેવા જ ગહન અને મોટા છેજ. મૂર્ત્તિઓમાં માત્ર તેમનો અંશ છે, તેથી તે મૂર્ત્તિઓને જોઇ તે દેવનું ધ્યાન કરવામાં અનુકુળતા વધે છે એમ સમજવું. વળી એ પણ નક્કી છે કે સાકારનું ધ્યાન કરવું આરંભના વિદ્યાર્થિઓને સહેલું થઇ પડે છે. તેથી ભકિત માર્ગે ચાલવાને ઇચ્છનાર માટે મૂર્ત્તિઓ ઘણીજ ઉત્તમ સાધન રૂપે છે. સાકારનું ધ્યાન ધરતાં ધરતાં તેનાથી વિશેષ અને સત્ય જ્ઞાનના અધિકારી થવાય છે; અને પછી નિરાકરપર સહેલાઇથી જવાય છે. માટે દરેક ભકિત કરનારે કે ભક્ત થવા ઇચ્છનારે દેવદર્શન નિયમીત કરવાં એ અવશ્યનું છે.

વળી દેવ મંદીરો અનેકની સહાયથી ચાલતાં કે નીભતાં હોય છે તેથી ત્યાં વિધીપૂર્વક દેવની સેવા પુજા થતી હોય છે. ધૂપ દીપ

નૈવેદ્ય ધરાય છે. આરતીઓ ઉતરાય છે. દેવના કીર્તનો કે જાપના ઘોષ વાધ્ય સાથે થાય છે અને તેથી મંદીરમાંનું વાતાવરણ તે દેવમય થઇ રહે છે. એવાજ વખતે ઘંટનાદના અવાજ વડે દર્શનનાઅધિકારી ઓને ખબર પહોંચતાં "જયજય વહાલા પ્રભુનો જય" આવા શબ્દોચ્ચાર કરતાં, અને તે દેવના ધ્યાનમય થતાં, ભક્તજનો દર્શનાર્થે દોડતાં આવે છે અને પ્રભુનું મંગળ સ્વરૂપ તેની તેજોમય વસ્ત્રાલંકાર વડે થએલી કાંતિના દર્શન કરી શાંતિ પ્રાપ્ત કરવા ઉપરાંત ધ્યાનસ્થ થાય છે. ધૂપ દીપ પુષ્પાદિ ઉપચારો વડે મંદીરનું વાતાવરણ સુગંધી મય થએલું હોવાથી એકાગ્રચિત્ત પ્રભુનું ધ્યાન અને જાપ કિર્તનવડે ગુણોમાં લયલીનતા પ્રાપ્ત થતાં દર્શન કરનાર ભક્તના હૃદય પર નિર્મળતા અને નિષ્કામના પ્રાપ્ત થાય છે. દિનપર દિન ચિત્ત શુદ્ધિ થવામાં ઉપર પ્રકારે થએલાં દર્શન આત્મજ્ઞાન થવામાં મદદ કરે છે અને તે આત્મજ્ઞાનનો વિધી પ્રમાણે અમલ કરતાં આત્મ દર્શનની પ્રાપ્તિ કરે છે એટલે જીવન સાફલ્ય થયું. ભક્તિનું ઉત્તમ ફળ એજ છે કે આત્મદર્શનની પ્રાપ્તિ.

મંદીરમાં જે વિધી પૂર્વક અર્ચા દેવની થાય છે, તે પ્રમાણે ઘર આગળ બની શકે કે કેમ ? આ પ્રશ્નના જવાબમાં મુખ્ય એકજ વાત ધ્યાનમાં લેવા જેવી છે. તે એ કે દરેક ગૃહસ્થ પોતાની સ્ત્રી, છોકરાં, માતા પિતા ઇત્યાદિ માણસોના જથામાં રહી ઉપજીવિકાના સાધનો મેળવવાને અમુક અમુક કાર્યવાહિ હોય છે તેઓ મંદીરના એકાકિ સેવા કરનાર પુજારી કે ભક્તની માફક પુરતો આચાર પાળી પૂરી પવિત્રતા જાળવી શકતો નથીજ નથી. કંઇને કંઇ અપવિત્રતા કે આભડછેટ થવા સંભવ છેજ ને છેજ. કોઇ દિવસ બાઇ કે બ્હેન

છેટે થયાં હોય કે કોઈવાર વૃદ્ધિ કે મૃત થયાનું સુતક આવ્યું હોય. યાતો બાળકોએ આચાર ભ્રષ્ટના કરી દેવસ્થાન અભડાવ્યું હોય. ઇત્યાદિ અનેક વિઘ્ન આવવા સંભવ છે. માટે દરેક ગૃહસ્થે ઘરમાં દેવપુજા રાખવા કરતાં નિયમીત મંદીરે જઇ ધ્યાનાદિ કરી દેવમય થવા નિશ્ચય રાખવો સારો છે. છતાં જેઓને સર્વ પ્રકારની જોગવાઇ, હોય એટલે ઘરના અમુક ભાગમાં ઇલાયદું મંદીર બનાવી તેની અર્ચા વિધુયુક્ત કરનારની સવડ હોય તો ભલે ઘરમાં રાખે. પણ યાદ રાખવું કે પ્રભુની પ્રીતિ મેળવવા જતાં અપ્રિતી એમ કરવામાં ન મળે. એ સંભાળવું. નીકર ઉન્નતિ કરવા જતાં અવનતી થાય છે એવા દાખલા ઘણા છે. અનેક રીતે સાંભળવામાં આવ્યું છે કે "જેના ઘરમાં શંકરનું દેવળ તેના ઘરમાં વંશ વૃદ્ધિ થતી નથી" જો આ સત્ય હોય તો મારી માન્યતા એજ છે કે સવિધી પુજોપચાર ન થવાનું એ પરિણામ. દેવતો દેવને માટે મુકરર કરેલી જગાએ એટલે વસ્તીથી અલગ કે એકાંત પવિત્ર જગાએ હોવા જોઇએ. એજ સર્વોત્તમ છે.

આવી એકાંત વસ્તીથી અલગ જગાએ દેવસ્થાનો રાખેલાં હોવાથી અને ત્યાં શાસ્ત્ર વિધી પ્રમાણે પૂજોપચાર થવાથી દર્શનાર્થે જનારને મોટો ફાયદો એ થાય છે કે ચિતવૃત્તિ સહેલાઈથી સ્થીર થઇ શકે છે. આર્તિનો સમય થતાં પૂજારિ ભક્ત શંખ ઘંટ નોબતાદિના શુરાલાપથી વસ્તીને જાગૃત કરવા સાથે નાદના ધ્વનિથી દેવમંદીરની હવા સ્વચ્છ કરે છે. તે સ્વચ્છ હવા ધૂપ દીપાદિવડે આનંદજનક થાય છે. તેટલામાં ભક્તજનોને ઇષ્ટનું સ્મરણ થતાં ઘર આગળની ઉપાધિથી મુક્ત થઇ તે દેવ મંદીરમાં આવી નિર્મળ સુવાસિત વાતાવરણનો લાભ લે છે. પ્રભુની મનકલ્પીત છતાં સુંદરમાં સુંદર અને વસ્ત્રા-

અલંકારોથી સુશોભિત પ્રતિમાના પ્રેમથી દર્શન સ્પર્શન કરી હૃદયના પૂરા-પ્રેમથી નમન કરે છે. ધારણા તો ઘર આગળથી ઘંટાદિનાદે ભક્તના હૃદયમાં બંધાઇ ચુકી હોય છે. તેથી દર્શન થતાં ધ્યાનમાં લીન થઇ જાય છે. બાદ જાપ ધૂન કીર્તનાદિ શરૂ થતાં ભક્તોને આનંદની હેલી ઉડી રહે છે. સંસારી કે પ્રાપંચિક સ્થિતી લાંબો સમય ભોગવેલું મન કંટાળેલું હોય છે, તે પુનઃપતેજ અને થાક રહીત તાજું થઇ જાય છે. આર્તિને અંતે કર્પુર અબીલ ગુલાલ ધઉલાદિ સુગંધીમય અને સંકટ નાશક પદાર્થોનો ઉપચાર થતાં અને બેહાથવડે ભગવાનને ઓવાળેલી આર્તિની સુવાસ મળતાં ભક્તના મગજના અને મનના મળો ધોવાઈ અંતઃકરણ નિર્મળ બની રહે છે અને જીજ્ઞાસુ ઓ કે ભકિત પથના ઉમેદવારોને પ્રભુ પ્રત્યે પ્રેમ ઉત્પન્ન કરનારી તેના અવર્ણનિય ગુણોથી ભરેલી કથાઓ પ્રેમથી સાંભળવા પ્રેરણા થાય છે, દેવમંદીરોમાં દર્શન લાભ મળવા ઉપરાંત કથા કીર્ત્તનાદિ સત્સંગના લાભો પણ અમુલ્ય મળે છે.

આર્તિને અંતે પુજા અર્ચા કરનાર ભક્ત સર્વને પ્રભુ આગળ ધરાવેલો પ્રસાદ તથા ચરણામૃત દરેક હાજરજનોને આપે છે આ બંને ચીજો ભજનારાના હૃદય પર ઘણી કિંમતી અસર પેદા કરે છે. એ આપણે ભુલી જવું જોઇતું નથી. પ્રથમ પ્રસાદ વિષે વિચારીએ. પ્રસાદમાં એવી વસ્તુ રાખી હોવ છે કે જે આચારને બાધ કરનારી હોયજ નહિ અને તે સાથે રજ તમ ઓછા કરી સત્વગુણ પ્રધાન કરી શકે. એટલે ફળફળાદિ અને ધૃતમિશ્રણ અન્ન હોય. તે સત્વગુણી હોવાથી પ્રભુ આગળ ધરાવવામાં આવે છે. તેમાં તુલશીપત્ર શર્કરા માખણ જે મગજને શાન્તિ આપવા સાથે તમોગુણનાશક છે તે

ઉમેરવામાં આવે છે. પ્રભુના જન્મ દિવસ (શ્રાવણ વદ ૮) ની રાત્રે પંચજીરી પણ એજ નિયમાનુસાર તૈયાર કરેલું ચૂર્ણ છે. આ પ્રમાણે પ્રસાદો વિધીયુક્ત સેવા પુજા સાથે પ્રભુની મૂર્ત્તિ આગળ ધરાવવામાં આવે છે, તે સાત્વિક ઘોષો વડે રસબસ થઇ જાય છે, અને પ્રભુની પવિત્ર ઓરામાં રહેવાથી પ્રસાદના દ્રવ્યો પ્રભુમય થઇ ગયાં હોય છે તે, દર્શનાર્થે આવેલા ભકતોને વહેંચતાં અને તે તેઓ આરોગતાં પોતાના પ્રેમની દિશા દુનાઆના રાગરંગ પરથી ઉઠાડી પ્રભુના ચરણે શરણ થવામાં વાળે છે. ભલેને દર્શનાર્થે આવેલા ભક્તો પૈકી અમુક પ્રસાદિયાં એટલે પ્રસાદની લાલચે બાળકો માફક આવ્યાં હોય, તો પણ વખત જતાં અને પ્રસાદ પચતાં તેમની મનોવૃત્તિ ભકિત માર્ગે જવાનું વલણ પકડી જાય છે એ નિઃસંશય છે.

પ્રસાદ સાથે ચરણામૃત આપવામાં આવે છે. એ ચરણામૃત પ્રભુની મુર્તિને સ્નાન કરાવેલું પવિત્ર જળ છે. એ જળમા કેશર, કસ્તુરી, અગર, ચંદન, ઘઉલા કપુરકાચલી, ઇત્યાદિ પદાર્થો હોય છે વળી મોગરો, ચંપેલી, ચપો, ગુલાબ, તુળસી, ઇત્યાદી પુષ્પોનો પણ તેમાં પટ આવે છે જ. કારણ કે આગલા દિવસની પુજા વખતે સર્વ સુગંધીમય દ્રવ્ય પ્રભુને ધરાવવામાં આવ્યું હોય છે તે પ્રભુને સ્નાન કરાવતાં કેસર, કસ્તુરીવાળાં સુગંધીદાર જળ સાથે મિશ્ર થાય છે અને તે જળ પ્રભુના ચરણનું અમૃત તરીકે પંચપાત્રમાં નિર્મળ જુદું પાડી રાખી મુકયું હોય છે. કેટલીકવાર પર્વના પ્રસંગોમાં પ્રભુને દૂધ, દહીં, ઘી, મધ, અને શર્કરા વડે પંચામૃત સ્નાન કરાવી તેનું ચરણામૃત ભક્તોને આચમની વડે વહેંચવામાં આવે છે. દરેક વખતે અને દરેક જાતના ચરણામૃતો ભક્તો નીચેનો મંત્ર બોલી ઘણા ભાવ કે પ્રેમથી પીએ છે.

અકાળ મૃત્યુ હરણમ્ સર્વ વ્યાધિ વિનાશનમ્ !
વિષ્ણુ પાદોદકં પિત્વા, શીરસા ધારયા મ્યહમ્ !!

ભાવાર્થજ એવો છે કે આ ચરણામૃત કે ભગવાન વિષ્ણુના પાદનું ઉદક પીવાથી અને માથે ધારણ કરવાથી અકાળ મૃત્યુ આવતું નથી. તથા સર્વ વ્યાધિનો નાશ થાય છે. આ ઉપરાંત જે લાભ કે ફાયદો પ્રસાદ કરી શકે છે તેજ અને તેનાથી વધુ પ્રમાણમાં આ ચરણામૃત કરે છે. કારણકે પ્રસાદતો માત્ર પ્રભુની ઓરાથી અંકીત થએલો છે, અને ચરણામૃત તો પ્રભુના સુક્ષ્મ દ્રવ્યમય હોય છે. માટે પ્રથમ આ અમૃતનું પાન કરી પ્રસાદ આરોગવા રિવાજ રાખ્યો છે.

આ પ્રસંગે ખાસ ભાર મુકીને લખવાની કે કહેવાની જરૂર છે કે શ્રીરંગનાથજી, શ્રીપુંડરીકનાથજી, શ્રીડાકોરનાથજી ઇત્યાદિ પ્રભુના મહાધામોમાં તેના ભક્તો એમનાં ઇષ્ટની મૂર્તિઓને સાક્ષાતકાર માની લાલન પાલન કરે છે, અને વખતો વખતના રાજભોગ, સ્નાન, શણગાર, પોઢનાદિ ઉપચાર કરે છે તે વાજબી જ છે; અને અત્યંત શ્રેયસ્કર છે. કારણ કે પ્રીતિની પ્રતિતી મુર્તિ દ્વારે આપતાં પ્રભુ માન્ય કર્યાના અનેક ઉદાહરણો આધુનીક સમયના મોજુદ છે. જે બાબે વધુ જાણવા ઇચ્છનારે ભક્તોના ચરીત્રો વાંચતાં જ ખાત્રી થયા વિના રહેશે નહીં.

આ આખા લેખનો સાર માત્ર એ છે કેઃ—

ભક્ત થવા ઇચ્છનારે મૂર્તિઓના દર્શનાર્થે દેવમંદીરોમાં સમયસર જવું અને તેમાની પવિત્ર ક્રિયાઓ અને પવિત્ર વાત્તાવરણથી ઓતપ્રોત થઇ ધ્યાન ધરવા સુધી આગળ વધવું. એવાં સ્થળોને પ્રભુના

સ્થળો માનવાં અને તેઓ રીતસર ચાલે તે માટે બનતી મદદ કરવા કરાવવા પાછી પાની ન કરવી. તેમજ જાતે બીજાઓ પર જે પ્રકારની કે જેવી છાપ પાડવાની મરજી હોય, તે પ્રકારની કે તેવી વર્તણુક રાખી ચાલવું. આમ કરવાથી પોતાનું શ્રેય કરવા સાથે અન્યના પર સારી છાપ પાડી શકશે. અને પ્રભુનો વ્હાલો ભક્ત થઇ શકશે.

દેવસ્થાનોની બાબતમાં હવે વધુ વિચાર કરતાં અને અગાઉના કરેલા કિંમતી વિચારો ઉપરથી સાર ગ્રહણ કરતાં જે ફળ થવું જોઇએ તે થતું જોવામાં આવતું નથી. તેનું કારણ શું હશે ? આ પ્રશ્ન સ્વભાવિક ઉદભવે, અને મન શંકાશીળ થતાં ચકડોળે ચઢે કે પુજારીઓની ખામી હશે ? કે પુજાની વિધીની ખામી હશે ? કે સામગ્રીની ખામી હશે કે, દૃષ્ટા યા દર્શન કરવા જનારના ચીત્ત વૃત્તિની ખામી હશે ? મને પોતોને અનુભવ થયો છે તે મુજબ મારે આ સ્થળે છુપાવી દેશદ્રોહિ કે ધર્મદ્રોહિ થવું ન જોઇએ, અને તે નીચે મુજબ છે. આપણે કબુલ કરીશું કે ખામી વિનાનો પ્રભુ અને તેની કરેલી વસ્તુઓજ છે. અન્ય હસ્તકૃત વસ્તુઓ ખામીવાળી જ હોય પ્રભુના પ્રભુત્વને ખાતર તેવી હોવી જ જોઇએ, અને છે. તોપણ આપણે (મનુષ્યે) સત્યની નજદીક જવા સતત્ પ્રયાસિ રહેવું જોઇએ અને તે નિયમાનુંસાર માલમ પડતી ખામીઓ ત્યાગતા જવું જોઇએ. આ બાબતમાં જેઓ બેદરકાર રહે છે તેઓનો ફેરો ખરેખર નકામો જાય છે. આપણે કબુલ કરીશું કે વેદના સમયથી તો મુર્તિપૂજા હશે જ નહિ. ઉપનીષદોના સમયે પણ વેદાંત તરી રહેવાથી દાખલ થવા સંભવ નહતો. એટલે સાબીત થાય છે કે પુરાણ જે ગર્ભિત વેદાંતમય શાસ્ત્રો છે, તે સમયે આપણા સત્ય સનાતન ધર્મના સંરક્ષણાર્થે

તે રચવાની જરૂર પડી હતી. માનવું જોઇએ કે એ રચના રચનારે દેશ ઉપર ભારે આભાર કર્યો છે. ધર્મ અને શાસ્ત્રો દુર્ઘટ સમયે સાચવી રાખવાનું માન લીધું છે; પણ હવે રામરાજ્યની ઉપમા આપી શકાય એવા બ્રિટીશ રાજ્યમાં એ સંસ્થાઓને ખરા સ્વરૂપમાં ઉઘાડી પાડવી અવશ્યની છે. જે હેતુઓને અનુસરી મૂર્ત્તિ પુજા દાખલ કરવામાં આવી હતી તે સંપૂર્ણ થઇ ચૂક્યા છે. હવે દરેક પ્રજા પોતપોતાનો ધર્મ કંઈ પણ હરકત વિના અને સહેલાઇથી પાળી શકે છે. એટલું જ નહિ પણ પોતાની મરજીમાં આવે તે ધર્મ પોતે સ્વિકારી શકે છે. જેને માટે કશી પણ અડચણ થઇ શકતી નથી. એક બિચારી બકરીનો કોઈ કાન સરખો પકડી શકતું નથી. તેવા શાન્ત અને સુખદ સમયે આપણે આપણા સનાતન ધર્મનું સત્ય અને ઉચ્ચ સ્વરૂપ પ્રકટાવી વિધર્મીઓની ટીકામાંથી બચવું જ જોઇએ. નેતાઓ અને મહાત્માઓ ઠામ ઠામ પોતાના આ બાબતના ખરા વિચારો જણાવે છે એમ અનુભવ્યું છે; છતાં સત્ય સ્વરૂપ પ્રકટાવતાં આચકો ખાતા જોવામાં આવે છે. એવી શંકાથી કે રખેને મૂર્ત્તિ અને દેવસ્થાનો વડે લોકોની શ્રદ્ધા ધર્મ માર્ગે અમુક અંશે જોવામાં આવે છે, તેટલી પણ ખોઇ બેસીએ. પણ આ શંકા પાયા વિનાની છે. આર્ય સમાજ સંપ્રદાયિઓ અને તેના વક્તાઓ સ્વામિશ્રી દયાનંદજીના ઉચ્ચ આશયને અવલંબી મૂર્ત્તિપુજા નષ્ટ કરી વેદાંત પર શ્રદ્ધા ચોંટાડવા અને બ્રહ્મચર્યને પાયા રૂપ રાખી ધર્મોન્નતિ દ્વારા દેશોન્નતિ કરવા સતત્ પ્રયાસ કરી રહ્યા છે; તે આપણી સર્વની જાણ બહાર નથી. છતાં હજી સર્વાંશે તેઓ ન ફાવવાના કારણમાં મને તો એમ લાગે છે કે તેઓ પોતાના ભગીરથ યત્નનું વહન અવળી

હિશાએ રાખતા હશે. મૂર્ત્તિ અને તેની પુજા જરૂરની જ નથી, એ ખોટું છે, એમાં કંઇ સાર નથી, આમ બોલવું ખરેખર ખોટું છે; અને મારા જાણવા મુજબ અને તેઓ પૈકીના કેટલાકની મુલાકાતમાં વાકેફ થતાં તેઓનો હેતુ દેશના ધર્મનું નીકંદન વાળવા તરફ તો નથી જ પણ જમાનાની સાથે સુધરવાનો જ જોવામાં આવ્યો છે. ઉપરાંત, દેવસ્થાન અને દેવપુજા નિમીત્તે જે જે નહી ઇચ્છવા યોગ્ય બનાવો બને છે, તેને ખરેખર બહાર લાવી પ્રજાની આંખ ઉઘાડવાનું કીંમતી કાર્ય તેઓ તરફથી કરવામાં આવે છે. ખરેખરૂં બોલીશું તો આર્ય સમાજ મંડળી સત્ય સનાતન ધર્મ મંડળીની જ એક બાહોશી શાખા છે, અને તેઓ તરફથી પણ દેશમાં કીંમતી ફરજ જ બજાવવામાં આવે છે એમાં કશો પણ શક નથી. વધુ માટે સ્વામિજીનું સત્યાર્થ પ્રકાશ અવલોકવાથી ખાત્રી થશે. નેતાઓએ હાલની મૂર્તિપુજા અને દેવસ્થાનોની હાલત ખુલ્લી કરવી જોઇએ, અને ખાસ નીતિપ્રવર્તક અમુક દેવાલયો સત્સંગાર્થે કાયમ રાખી બાકીના ખૂણે ખાંચરે નાના મોટા વેપારીઓની પેઢીરૂપે અને અનાચાર ગૃહ તરીકે ધર્મઅવનતી જ કરનારાં છે તેવાં બંધ કરાવવાં જોઇએ. આવા સુંડને કકડે ગાંધી બની બેઠેલા દેવાલયના અધિપતીઓ નીતિને બદલે દેશમાં અનીતિ પ્રવર્તક થાય છે, અને તેથી દેશના ધર્મ અને નીતિ ઉપર ભારે નબળી અસર કરે છે. કેવી રીતે તે આ નીચે અનુભવ મુજબ લખવાની રજા લઉં છું.

૧ હાલમાં દેવાલયો એટલાં બધાં વધી પડયાં છે કે કેટલાક પોતાના ગુજરાનાર્થે ચલાવે છે. એટલે તેના દર્શનાર્થે આવનાર ભાવિક ભક્તો યથાશક્તિ જે દ્રવ્ય નાખે છે તે સ્થાપન કરનારના ગુજરાનમાં વપરાય છે.

૨ આવાં દેવાલય સેંકડે ભુલતો ન હોતું તો ૯૯ હોય છે. ત્યાંના પુજારી સ્વાર્થિ, લોભી, કામી, ક્રોધી, મદમોહથી ભરેલા હોય એમાં શો શક ! તેમની પુજા તે પુજાની વિધિ પુરઃસર કયાંથી હોય ! તે તો એક ધંધો કે વેપાર કરે છે. એ ધર્મની ઉન્નતિ કે દેશોન્નતિ શબ્દ પણ કયાંથી સમજતા હોય ! બીજા કોઈ કીંમતી ધંધાંના અભાવે આ હરામનું મેળવવા યત્ન આદર્યો હોય ! પછી આ જાળમાં જે જાતનું પક્ષી આવે તેને માટે ખોરાક તૈયાર જ મળે એમાં પણ નવાઇ શું !!!

૩ આવાં દેવાલયોના પુજારી બાવા જેવાજ હોય તેઓને ભાંગ ગાંજાની ધુન અને વિધવા સધવા સ્ત્રીઓની મુલાકાતના જાપ તથા "જેણે ન પીધી ગાંજેકી કલી તે લડકેસે લડકી ભલી." દારૂ કે પરમાંસના ભોગ અને ખોટી રાખોડી ચોળી લગાવેલા ચોગમાં હજારો વ્યકિતને ફસાવવાનો અને કુનીતિને માર્ગે દોરવવાનો યત્ન અહોનીશ ચાલતોજ હોય છે. ધર્મ માર્ગ ખાંડાની ધાર સમ હોવાથી આ મહંતોનો માર્ગ ઘણાને સરળ તથા આરંભે મધુરો લાગતાં ફસાઇ પછડાઇ પડે છે.

૪ આવાં દેવાલયો આટલી જ ફરજ અદા કરી અટકતાં નથી પણ વિધવાસધવાઓના યારોને મળવાના આશ્રયસ્થાન પણ હોયછે તેમાં મંદીરના મહંતજી ઈન્ટરપીન્ટરજ બનેછે અને પોતાને મનગમતા માલનાતેઓ પણ માલીક ખરા–અલકે તેમના આરોગતાં વધે તેજ પ્રસાદીમાં વપરાય છે. આટલેથીજ આ સાધુ બાવા કે કહેવાતા મહંતો અટકતા નથી; પણ પોતાની સેવામાં પુરૂષ ચેલાઓ કરતાં સ્ત્રી ચેલીઓને વધુ પસંદ કરે છે. તેમની પાસે મંદીરનું ઝાડુ વળાવે, પાણી કે પુજાપો

તૈયાર કરાવતા હોય તો વાંધો નથી; પણ તેમના ટાઇમસર અનુક્રમે બોલાવી પોતેજ ભગવાન બની પોતાની સેવા કરાવે છે. તે સધવા વિધવા, બાલ્યા, પૌઢા, યુવા, વૃદ્ધા દરેકની પાસે. જે ન કરે તે કમભાગ્યવાન. આમ કરવામાં કેટલાક ગૃહસ્થના ઘરો છિન્નભિન્ન થાય છે, કેટલાંક દમ્પતિના પ્રેમ પરિછિન્નતાને પામે છે, અને કેટલીક મુગ્ધાઓના ઘર સંસાર ખેદાન મેદાન કરી તેમની જીંદગી નકામી કરે છે. અરે કેટલાક આવા તપધારી બગલાઓ આવી ચેલીકાઓને શામ દામ ભેદથી સમજાવી હંમેશ માટે નાતબ્હાર કે દેશપાર કરી પરીયટનમાં પ્રયાણ કરી જાય છે, કેટલાંક અણુસમજુ યુવકો પાસેથી ચોરી કરાવી માલદાર થવા પ્રયત્ન કરે છે અને પોતે પણ દાવ ફાવતાં દાગીના ઘાલી ફરનાર બાળકનું હરણ કરીને કે છુપાવીને ખુન કરી માલ ઓઇઆં કરી જાય છે. આવાં ખુનો કે હત્યા કરવામાં તે મહંતોને દયા ઉદ્‌ભવતી નથી. કારણ કે બાળહત્યા તો તેમને પગલે પગલે થતીજ હોય છે. અને તેની દવાના પોતે ખેરખ્વાહ તરીકે પ્રખ્યાતજ. સધવાઓને બાળકો ન થતાં હોય તેને બાળક થવાની, વિધવાઓને થાય તો ન થવાની, ગર્ભ ધારણ કરવાની, પાત કરવાની, પતિ પત્નિને અણુબનાવ ચાલતો હોય તો બનાવ કરી આપવાની, વશીકરણની, જીવાડવાની, મારવાની ટાળવાની બાળવાની, દેખતા કરવાની, આંધળા બનાવવાની તમામ જડીબુટ્ટીના ભંડાર મહંતજીને સર્વ માને છે. જો ખરેખર પાપે પેટ ભરનાર સિવાય કશુંજ તેનામાં હોતું નથી. દુનીઆમાં ભારે બોજારૂપ હોય છે. તેવા ભામટાઓ "આજ કાલ લુચ્ચાઓને છે દીવાળી" આ સુત્ર વાકય મુજબ ગદબદીઆં કરવા સાથે મઠાધિપતીનું માન ભોગવતા હોય છે.

આવા મહંતો મંતરમંતર, જાદુકપટ તથા મુઠ ચોટની મેલી વિદ્યાના માહીતગાર હોવાનું ડોળ કરી ભલા ને ભોળા ભક્તોને ભ-માવી માલદાર થાય છે; અને ચારે બાજુથી ધુતારાની પેઢી ચલાવે છે. વાંચનાર આ મારી અનુભવની કથામાં જરાપણ અતિ-શયોક્તિ માનશો નહિ. તમામ સાચે સાચું નિદીધ્યાસેલું જ્ઞાન આપની આગળ પીરસું છું. એટલા માટે કે ભક્તિ માર્ગે જતાં કોઇ ભોળા ભક્તને અડચણ આવે નહી.

આવાં દેવસ્થાન અને આવા નિયામકો દેશનું કલ્યાણ તો ક્યાંથીજ કરી શકે, પણ સેંકડે એકની સંખ્યા જે પોતાની ખરી ફરજ અદા કરતા હોય તેના કામમાં હરકત તો જરૂરજ કરે. માટે પ્રજાજનોએ અને વડાઓએ એવાં સ્થળોની તજવીજ કરી સત્વર બંધ કરવાની જરૂર છે. નીકર ઉન્નતિક્રમમાં ૩ દિવસે રા કોશના વેગે ચાલવા છતાં રા દિવસે ૩ કોષ પાછા હઠવાનો પ્રસંગ ચાલી રહ્યો છે. મોંથી પડતી પડતીની વાતો કરી શાન્ત બેસી રહેવું, તે કરતાં કારણો ખોળી તેને નષ્ટ કરવા યત્નવાન થવું જોઇએ. એજ ખરૂ પુરૂષાર્થ છે. ભાઇ બેનોએ આવાં સ્થળોમાં જવા કરતાં ઘરમાં બેસી રામનામ ઉચ્ચારણ શું ખોટું છે !

વળી આવાં સ્થળના મહંતો મહાત્મા કહેવડાવે છે. જેઓ ૨૪ કલાક ભક્ષ આવવાની, સીધાં, નોતરાંની રાહ જોતા બેઠા હોય છે. તેઓ પૈસાને પ્રભુ, સ્ત્રીઓને ગુરૂ અને બાળકોને સાધુ સત માની કશુંજ કરતા નથી. જ્યાં સુલેહ હોય ત્યાં કંકાસ અને શાન્તિ હોય ત્યાં અશાન્તિજ ફેલાવે છે, તેવા અડબંગનાથ પાસે જઇ શાન્તિ શોધવી એ આકાશ કુસુમ મેળવવા જેવુંજ છે. પોતે સનારમાં સોડા

પહોર સૂર્ય આકાશમાં ચઢતાં ઉઠે. પછી દેવની મૂર્તિ પર ભીનો કકડો ફેરવી ઘંટનાદ કરી આજુબાજુનાંને જણાવે છે કે ગ્રહસ્થો, સન્નારીઓ, વિધવાઓ, સધવાઓ, પધારો અને ચર્ણામૃત લઇ કર્મ-કથા શરૂ કરો આ દુકાન ઉઘાડી છે. એટલે જે જેના પુકારો સાથે પ્રપંચી જનો દોડતાં આવે છે, અને ધક્કા મુક્કા ખાઇ પ્રથમ મહંતને પછી પેલી નિર્દોષ ભગવાનની મૂર્તિને લાંબા થઇ પગે પડે છે. મહા-રાજ ભગવાનના નામે પોતાનું ચર્ણામૃતથી પાવન થએલી વ્યકિતઓ પછી ઘર મહોલ્લા કે ગામની કર્મકથા કરે છે જે શાસ્ત્રવાચન શ્રવણ તરીકે આવાં સ્થળે થાય છે. તેમાંથી આ બગભગત મહાત્મા પોતાને ભાવતી કથાને મનમાં ઉતારે છે, અને માલ મેળવવાની બારી શોધી કાઢે છે. કોઇનું નિર્વંશ ગયું કે ફલાણી બાઇનો વર કે પુત્ર ગુજરી ગયો અને વાપરનાર કોઇ રહ્યું નથી. આવી હકીકત સાંભળી તેના વાલીવારસ પોતે થવાના ઉમેદવાર થઇ તે બાઇને કહાવે છે કે " ભ-ગવાનને [ મને ] શરણ થાઓ સઘળુએ મળશે." આમ કહાવી પોતાના શ્રેયસાધકને તેમને ઘેર મોકલાવે છે. પોતે જાય છે. દીલાસો આપે છે અને સમૃદ્ધ તથા પશુ જેવાં શેષજનને હાથ કરી આ-ખરે હાથ ધોવરાવે છે. રક્ષણને બદલે ભક્ષણ કરે છે, અને મુકિતના બદલામાં જુકિતના દર્શન કરાવે છે. આવા હરામનું પચાવનારા અને ધર્મના નામે ઢોંગ કરનાર ખુની, વિશ્વાસઘાતી થયેલા મહાત્માઓની અંતે શી ફજેતી થશે, તે વાંચનારેજ સમજી લેવું સારૂં છે,

આવા તપેશ્વરી બગભગતો ભોળાજનોને ભરમાવી તેની ખરી કમાઇના દ્રવ્યને હરી જાય છે, અને બિચારાં નિર્દોષને હાથ ધોવરાવી

રઝળતાં રખડતાં ફરે છે. એવા ખુણે ખાતર પાડનારા ચોરો માટે તમે ક્યાં સુધી સહન કરશો. તમારી વહુ બેટીઓની લાજ આવા હરામનું ખાનાર લફુપફુને હાથે ક્યાં સુધી લુટાવા દેશો. અજ્ઞાનતારૂપ બેડીમાં ક્યાં સુધી જકડાઇને ચાલશો. હૃદયચક્ષુ સિવાય સ્થુળ ચક્ષુથી પણ આ બનાવો ઢચોક દેખાય એવા છે. દેખતી આંખે ધુળ પડવા જેવું ક્યાં સુધી ખમશું. આવા બીહારીરામો પૈકી ઘણા "કો નાઠા રાંડોના રોષે, કોને ન મળી નારી, કો કરજે કો કેમ નાઠા, કેમ રીઝે ગીરધારી." તેમાંનાજ હોય છે. ઘણાને પૂછી ખાત્રી કરી છે કે એઓ પોતાને ઘેર રહી ઉદરનિર્વાહ ચલાવી ગૃહસ્થાશ્રમ ભોગવી શકે એ હાલતમાં હતાજ નહીં; ત્યારે પોષણના માર્ગ તરીકે સાધુબાવા બન્યા. નામના ધર્મબીજારોપણ થયા વિનાના એવા સાંઠીઆઓ ઉપરના સિવાય બીજાં ક્યાં અને કેવાં કર્મ કરે એ જ્ઞાતાએ વિચારી લેવાનું છે. એનું પરિણામ "લોભી ગુરૂ ને લાલચુ ચેલા દોનો નર્કમેં ઠેલમ ઠેલા" જેવુંજ આવે એ સ્વાભાવિક છે. માટે અંધશ્રદ્ધા છોડી હવે આંખ ખોલી તપાસવાની જરૂર છે કે આપણે જે માર્ગે વહન કરીએ છીએ તે માર્ગમાં કુવો તો નથી આવતો! બાપદાદા જતા આવ્યા તેજ માર્ગે જવાને ના નથી કહેતા; પણ વિચારીને જાઓ. સમજીને જાઓ. જમાનાની સાથે ફેરવાઇને જાઓ. બાપદાદાએ કારણસર મીઠાને અભાવે ખારાકુવા પસંદ કીધા હોય, તે મીઠાની છત થતાં ચાલુ રાખવાની જરૂર નથીજ નથી. એ તો હમારૂ ગુરૂદ્વાર છે માટે ઘઉંની પગુણ મોકલવાનો ધારોજ છે; એ હવે ન ચાલે. જોવું જોઇએ કે એ મોકલાવેલી ચીજો સંતસાધુનામુખે વપરાય છે કે કુનીતિને ઉત્તેજન આપવામાં જાય છે; અને તેમ થતું હોય તો યોગ્ય

સ્થાને મોકલો. અગર મોકલવું બંધ કરો. તમે આમ ન બોલો કે "બ્રાહ્મણને લોટી આપી પછી ગાંડ ધુએ કે મ્હોં." પણ મનને કહો કે મેં ધોવા આપી તે વડે ગાંડ શા માટે ધુએ? એમ કરે તો પાછી લો. જાગૃત જનો આમ કરે છે. ગુરૂ કેવા જોઇએ તે સત્ સમાગમે શીખો. પછી ગુરૂ કરો. હમારા બાપદાદાની એ જગા ગુરૂ-દ્વાર માનતી આવે છે; માટે હમારી પણ એજ. એ મુર્ખાઇ છે! વિચારો કે એ વખતે એ સ્થાને કોઇ મહત્ વ્યક્તિ આચાર્યમાં હશે. હાલ તો લંપટનાથ, કામનાથ, વિધવાનાથ, સધવાનાથ, મુગ્ધા-નાથ, છોકરાનાથ, છોકરીનાથ ભરાય છે; પછી એ સ્થાન ગુરૂદ્વાર કેવી રીતે રહ્યું? માટે ચક્ષુ ખોલી વિચારી સત્ સમાગમે દોડાદોડી કરો. અંધ શ્રદ્ધાથી જેજેના પોકારો પાડી દર્શન કરવા દોડતાં સ્થાન અને મહંતના વિચારો હૃદયમાં લાવો! તન મન ધન પ્રભુને અર્પણ કરવાનું કારણ કે તેણે તેનાનાને માટે આપણને આપ્યું છે. તે તેની આજ્ઞા પ્રમાણે તેના જે હોય તેને અર્પણ થઇ અર્પણ કરો. પાત્રે દાન આપવાની પ્રાચિન પદ્ધતિ ગ્રહો. નીકર પાછળથી સંપૂર્ણ પસ્તાવું પડશે. હું તો કહીશ કે આવાં અપાત્રે દાન થએલાં ઉન્નતિ કરતાં અવનતીએ લઇ જનારાં જ છે. એ માટે એક શીળો કાઢનાર શખ્સનું ઉદાહરણ આ સ્થાને આપવું અસ્થાને ગણાશે નહીજ. શીળો નામનું એક જમીનમાં દરમાં રહેનાર પ્રાણી થાય છે. તેને માંસાહારી જનો પૈકી કેટલાક પકડી લાવી મારીને રાંધી ખાય છે. એક વખત એક એવો સખ્સ શીળાના દરમાંથી તેને બહાર કાઢવાને ખોદતો હતો. દૈવયોગે દર એટલો ઉંડો હતો, કે કાઢનાર ખોદી ખોદી થાકી ગયો; પણ તે પ્રાણી હાથ આવ્યું નહિ. જેમ જેમ ખોદે તેમ તેમ ઊંડે

જતું ગયું. પરિશ્રમથી અને ભૂખ તરસની વેદનાથી ખરેખર કાયર થઈ પડયો. એટલામાં એક દયાળુ વ્યક્તિ ભાતુ તથા પાણી લઇ પોતાના ધણીને ખેતરમાં આપવા જતી હતી. તેને પેલા શિકારીએ કાલાવાલા કરી ખાવાનું તથા પાણીના માગણી કરી. પેલી દયાળુ વ્યક્તિએ પાત્ર ન જોતાં પોતાની પાસે જે હતું તેમાંથી થોડુંક આપ્યું. તે ખાઇ પી પેલો શિકારી તૈયાર થયો, અને શીળાને ખોદી કાઢી ઘેર લાવી રાંધવા માટે વાસણમાં મુકી નીચે તાપ સળગાવ્યો. આ જાનવરે પોતાનો પ્રાણ જતાં કારમી ચીસ પાડી. તેવોજ પેલા પાણી ભાતુ દયા દાનમાં આપનારનો જીવ પણ ગયો." સજ્જનો આમ શાથી થયું? ભાતુ પાણી આપવું એ તો દાન છે, દાન કરવાથી જીવ શા માટે ગયો? અપાત્રે થવાથી! બીજા જીવની હીંસા કરવા પાછળ અન્ન જળ વપરાવવાથી! બીજું કાંઇજ કારણ નથી. માટે પાત્ર અપાત્રના વિચાર વિનાના દાન એ નુકશાનકારક થઈ પડે છે. માહાત્મા મહેતાજીએ શું કહ્યું છે તે યાદ કરો." માઇ ગાયેલું ગાશો, તો ઘણા ગોદા ખાશો; પણ સમજીને ગાશો તો વૈકુંઠ જાશો." માટે બાપદાદાને પગલે કે ચીલે ચાલવામાં એ વિચાર કરવાનો. ચીલો હદ ઉપરાંત ઊંડો થઈ ગયો હોય, અને આપણો ઘોડો અજ્ઞાન ઘેનમાં ચીલામાંજ ચલાવ્યા જઇએ; તો એવું પણ બનશે કે પેલા અરીણી ભાઇની માફક આપણે ચીલાના બે ટેકાપર ઉભા રહી જઇશું; અને પગ નીચેથી ઘોડો ઘેર ચાલી જશે, તેનું ભાન રહેશે નહી. માટે હવે સમજીને વિચારીને બે કે ચાર કે છ બાજુ હોય તે તપાસીને જે કાંઇ કરવાનું હોય તે કરો. સતસમાગમ જરૂર કરો. તેમાંથી આચાર અને વિચાર સર્વ મળશે.

આવાં સ્થળોના મહંત કે સાધુબાવા કેવા ને કેટલા વિદ્વાન હોય છે; તેનું એક બીજુ દૃષ્ટાંત આ પ્રસંગે આપવું જરૂરનું ધારૂં છું. જે સાધુ મહારાજની વાત લખું છું તે એક આદ્ય વૈષ્ણવ સંપ્રદાયના સુશીલ ભક્ત મનાતા કે હોવાનો દાવો રાખતા હતા. મૂર્તિને પોતાનું જીવન માનતા, તથા પ્રેમલક્ષણા ભક્તિના નમુના રૂપ હતા. મને ભક્ત સાથે લાંબો પ્રસંગ કે પરીચય હતો. તેના સંપ્રદાયના લેખો, મહાત્માઓ, ભક્તોથી લગભગ મને અનુભવ થયો હતો. તથા રામનવમી, જન્માષ્ટમી જેવાં મહા પર્વો તથા એકાદશી જેવાં ઉમદા વ્રતોની ઉજવણી વખતના પ્રભુના નામે મૂર્તિના લાલન પાલનં મારા જોવા જાણવામાં હતાં, મને ઘણીવાર સુધી રાસેલાસની માફક લાગ્યું પણ હતું કે આ ભક્ત તો વખત એ નમુન નીકળશે. દર્મ્યાન એવો પ્રસંગ આવ્યો કે ભક્તરાજના સ્થુળને વ્યાધિ જેવું થયું પોતાને દિર્ઘાયુષ્ય ભોગવવા સંબંધમાં શક ઉદભવ્યો. એટલે જે મૂર્તિને પ્રભુ માનતા અને મનાવતા હતા તેમને મંદીરમાં હવા ખાતી રહેવા દઈ જે માલ પાણી તે ઉપર હતાં, તે લઇ સાધુબાવા પોતાના મનમાનતા સ્થાને જઇ બેઠા. હવે આપણે આ બનાવ પર વિચાર કરો. બધું એમાંથી તરી આવશે.

સાધુબાવા મૂર્તિને સાક્ષાત્કાર કહી તેને સ્નાન, વસ્ત્ર, અલંકાર, ભોગ ધરાવી નિત્ય અને નૈમિત્તિક ઉપચારો કરતા, સમય સમયના સમૈયાઓ કરતા અને વરતીને પ્રભુ દર્શન લાભ આપતા; અને તે નિમીત્તે ઉઘરાણાઓ કરતા, મુર્તિરૂપ ભગવાનને મંગળાથી માંડીને શયન સુધીના વૈભવ કરાવી પોતાને માનતા હોય એમ જણાવી બીજાઓને તેમ માનવા સુચના કે ઉપદેશ આપતા, સીધાં સામગ્રીઓ

કોઇ ભાવિક ભક્તજનો તરફથી આવતાં; તો તેમના ભાવ પ્રમાણેની સ્વાદિષ્ટ રસોઇ તૈયાર કરી પ્રભુને ધરાવતા. તેમ ઈતર દિવસોમાં પણ પ્રભુને રાજભોગ ઉત્તમ પદાર્થ સાથે ધરાવી પોતે કૃતાર્થ થતા હોય એમ અન્યોને જણાતું. તેજ ભક્તરાજની મુખજબાનની વાતોમાં નિષ્કામતા અને નિર્લેપતા હંમેશાં જણાતી. તેમ મરકી જેવા મહા મારીના પ્રસંગે પણ પોતાના ભગવાનને છોડી જરા દૂર જવું પસંદ કરતા નહી; પણ તેમના ચર્ણાવિંદમાં જ આળોટતા. એવા પ્રભુભક્તના સ્થુળની હાલત જરા નરમ થતાં ભગવાનને નાગા મુકી કે વસ્ત્રાલંકાર વિનાના કરી પુજા અર્ચાની કે ભોગની દરકાર વિનાના થઈ માલ આટોપી ધારેલે સ્થાને ચાલી ગયા. એ શું ગોકળ કે કંઇ બીજુ? નક્કી જીભ અને હ્રદય જુદાં! દેખાડવાના અને ચાવવાના જુદા! માનો કે બધી બ્હારની ભોળી દુનીઆને ઠગવાની બાજી! મહાત્મા નહી, પણ પ્રભુને ઠગનાર ઉંચો ઠગ! સોનેરી ટોળીનો હુશીઆર મેમ્બર! મૂર્ત્તિને જીવ કે પ્રાણું માનનાર– પ્રભુજ માનનાર આમ વર્તન કેમ ચલાવી શકે? બનેજ નહિ. પણ હ્રદયમાં મૂર્તિને એ પુતળીજ માનતો હતો, અને દુનીઆને પ્રભુ મનાવતો હતો. જો પ્રભુ માનતો હોત તો તેને મુકી ખસી શકેજ નહિ. પ્રભુના ચર્ણાવિંદમાં મરવું પડત તો એ શું! તે પ્રભુને ભૂખ્યા કેમ રખાય! નાગા કે ઉઘાડા કેમ જોઇ શકે! રાજભોગ ધરાવવા કે પુજા અર્ચાની દરકાર રાખ્યા વિના માત્ર માલ લઈ ભાગી જવાની શી જરૂર! આ બનાવ સર્વ પ્રકારે સાબિત કરનારો છે કે પોતે માનતો હતો તેનાથી દર્શનાર્થે આવનારને અન્ય વાત સમજાવતો હતો. આવા ઠગો પોતાના વખાણ કરનારા અને પોતાની વાતને ઉતેજન આપનારા ૨–૫ સાક્ષીદો એવા

રાખે છે કે એમને પુજાના પાટલેથી ઉઠવાની જરૂર પડતી નથી, અને તમામ દાવપેચના કાર્યો વિના મુશાબતે પાર પાડી શકે છે. પ્રભુના બહાના હેઠળ અનેક દુરાચાર પોતે કરવા સાથે દુનીઆના ભોળા જનોને તેના ભાગીદાર બનાવે છે. માટે ભકતોએ ઘણી સાવચેતી રાખી પોતાનું જીવનનાવ હંકારવાની જરૂર છે આવાં દેવસ્થાનો કે સતસંગના સ્થાન એક ખરાબા રૂપે છે; અને તે ઉપર નાવ ચઢી જતાં પાછું ઉતારી રસ્તે પાડતાં ભારે મુશીબતમાં આવી પડાય છે એ ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે.



# ભિખારીઓ.




વે આપણે ભક્તજનોએ એક બીજી બાબત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. તે આ જગ્યાએ સવિસ્તર લખવાની મને જરૂર લાગે છે. કારણ કે દાન કરવું એ ભક્તોનો ખાસ સ્વભાવ હોવો જ જોઇએ, અને તે પાત્રે થવાની જરૂર છે. દાન કરવાના આપણી પાસે ચાર સાધનો છે. તન, મન વાણી અને દ્રવ્ય. સારાં કામોમાં આપણા શરીરથી ઇતર ભાઇ બેનને જરૂર પડતાં મદદ આપવી એ આપણી ફરજ જ છે; સામે ફળની આશા ન રાખતાં એ દાન રૂપ થઇ શકે છે. મનથી સર્વ કે અમુક વ્યક્તિ માટે કાંઇ પણ સ્વાર્થ વિના કે બદલાની આશા વિના શુભ ઇચ્છવું એ દાનજ છે. વાણીથી વ્યક્તિ માટે બીજાં આગળ સારો અભિપ્રાય આપી તેને ઉત્તેજન આપવું, કે કોઇના ઘાયલ હ્રદયને વાણી દ્વારા જ્ઞાનોપદેશ કરી શાન્તિ આપવી; આ પણ દાન જ છે. વગર પગારે કે બદલાની આશા વિના ગમે તેને વિદ્યા ભણાવવી એ પણ દાન જ છે. તેમ દુષ્કાળ જેવા સમયે દ્રવ્ય વાપરી પ્રભુ પ્રિત્યર્થે અનેક જીવાત્માઓ માટે અન્ન વસ્ત્રાદિનો બંદોબસ્ત કરવો, એ પણ દાનજ છે. ભાવાર્થ કે તન મનાદિનો સકામ—બદલાની આશાએ રોકવાં તે દાન નથી. પણ નિષ્કામ વાપરવાં તે દાન છે. આમ છતાં એ વાપરવામાં વિવેકની જરૂર તો છેજ. નીકર શીળો કાઢનારને અન્નપાણી આપનારની હાલત જ થાય એ ભુલવું ન જોઇએ. "પાત્રેજ દાન થાય." અપાત્રે નહિ. પાત્રને આપેલું તેજ દાન. બીજું નહિ. ઓર હાની ખરી. માટે વિચાર પૂર્વ-

કનો આચાર હોવા જોઇએ નીકર મોક્ષ મેળવતાં બંધન મેળવવા સરખું થઇ પડે છે. આજકાલ આ બાબતમાં કેટલીકવાર બિલકુલ વિવેક સચવાતો નથી, અને ભક્તો પોતાના દ્રવિત હૃદયનો ગમે તે સ્થાને ઉપયોગ કરી બંધનમાં પડે છે. આ વિષયના સ્પષ્ટિ કરણ માટે થોડાં ઉદાહરણની જરૂર છે; અને તેથી દાન કરવાના સ્થાનો અને પાત્રો વિષે યોગ્ય નિર્ણયપર સહેલાઇથી આવી શકાશે.

૧ એક વખત એક ગરીબ ભિખારી બાઇ તરતનુ પ્રસવ થએલું લોહીથી ખરડાયેલું બાલક એક ફાટા તુટા બોતાનામાં વિંટી લઇ દયામણે ચ્હેરે બારણામાં આવી ઉભી રહી ને કહેવા લાગી. "મને મદદ કરો! દરવાજા બ્હાર બીજી બાઇ બેહોશ પડી છે! અને હમણાંજ પ્રસુતિ થઇ છે!" આ સાંભળતાં શેરીમાની બાઇઓને દયા ઉપજી. પણ એક ડાહ્યા માણસે સલાહ આપી કે તમે સઘળી મદદની સામગ્રીઓ સાથે લઈ તે બાઇ પાસે જાઓ. તે પ્રમાણે થોડાં કપડાં, ખાવા માટે શીરો, સુંઠાદિ પદાર્થ લઇ બાઇઓ પેલી ભિખારણ બાઇ સાથે ચાલી. બતાવેલા સ્થાને પહોંચતાં પ્રસુતિ બાઇ નહતી, અને તેના હાથમાંનુ બાળક તે બાળક નહતું; પણ ખાલી બનાવટી આકૃતિ માત્ર હતી. વિચારો શું આવા ભિખારીને આપવું તે પાત્રે દાન થાય ખરૂં? નહિજ.

૨ કેટલાક ભુખે મરતા વાઘરીઓ કપાળમાં લાલ ધોળું તીલક કરી હાથમાં કમંડળ અને બગલમાં ઝોળી ભરાવી પ્રભુનામોચ્ચારણ સાથે ઘણી સભ્યતા પૂર્વક ભિક્ષા માગવા આવે છે. તેને ભોળા ભકતો ઘરેઘરથી જથાબંધ અનાજ આપે છે, પૈસા આપે છે. તેનો ઉપયોગ સાંજે પીઠામાં મદ્યમાંસાદિમાં થાય છે. આ અનુભવ સિદ્ધ છે બોલો આ અન્ન દ્રવ્ય પાત્રે વપરાયું? નહિજ.

૩ ઉપરના સિવાય આંધળા ન છતાં આંધળાનો, પાંગળા ન છતાં પાંગળાનો કે અપંગ ન છતાં અપંગનો વેશ ધારી ભિક્ષા અર્થે વસ્તીમાં આવી ભોળાપણુ ભાવિક જનોને ઠગી જાય છે. તે પણ પાત્રે દાન થતું નથી. એ નક્કી માનજો.

૪ ખાતાંપીતાં માસિક ૧૫–૨૦ રૂપિઆનો પગાર મેળવનાર એક બ્રાહ્મણ કે જેને એક દીકરો અને દીકરી પ્રજામાં હતી. તે તેના પુત્રને જનોઇ આપવા માટે ઉઘરાણાની ટીપ લઇને આવે તો શું એમાં એક પાઈ પણ ભરવી જોઇએ ? ના ! નહિ જ.

૫ એક આંધળાને દોરીને એક છોકરો ભિક્ષા માગે છે. તથા એક પાંગળાને ગાડીમાં બેસાડી એક સારો માણસ હડસેલે છે, અને ભિક્ષા માગે છે. તેના ઉપર દયા ફરી હજારો રસ્તે જનાર યથાશકિત દાન કરે છે. તજવીજ કરતાં એ આંધળાને ઘેર તેની બાયડી, અને ૨–૩ છોકરાં છે. તે વારાફરતી આધળાને દોરી લઇ વસ્તીમાંથી જે દ્રવ્ય લાવે છે. તે તમામ સાથે બેસીને ખાય છે. એજ પ્રમાણે પાંગળાનુ કુંટુંબ પણ છે. હવે વિચારો એ દાન થયું? ના, શા માટે ! અપંગ વ્યકિતનો સાજી વ્યક્તિ પર મદદ મેળવવા હક છે એમ માનીએ, તો પણ એક અપંગ પોતે પોતાના પૂર્વ કર્મની સજા ભોગવવા સાથે સાજી ૨–૩ વ્યક્તિ કે જેનો બીજાં ઉપર હક નથી, તેને આળસુ બનાવી પોષણ કરે છે. આ કર્મ તે અપંગ નવુ બાંધે છે. આપણને ઠગે છે, એ બીજું કર્મ બાંધે છે. આપણે અપંગને આપીએ છીએ, એના સશક્ત જનો કે જેઓ અપંગની આવક ખાય છે, તેને આપતા નથી. જાણીએ તો નહીજ આપીએ.

વગેરે. વગેરે. વગેરે.

હવે આપણે મુળ વિષય પર આવીએ. ભિક્ષા કોણે અને ક્યારે માગવી હક છે તે વિચારીએ, અને ત્યાર પછી હાલમાં શું ચાલે છે તે જોઇશું. બાદ આપણે ભકતોએ એ બાબત કેમ વર્તવું, તેનો નિશ્ચય કરીશું.

સર્વની જાણમાં છે કે મનુષ્યની જીંદગાનીના ચાર વિભાગ વેદના સમયથીજ પાડેલા છે. તેમાં પ્રથમ વિભાગ **બ્રહ્મચર્ય** પાળી વિદ્યાધ્યયન કરી ઉચ્ચ શકિત પ્રાપ્ત કરવાનો છે. બીજો વિભાગ **ગૃહસ્થ** સ્ત્રી પરણી તેનું અને પ્રજા ઉત્પન્ન થાય તેનું રક્ષણ કરવાનું છે. ત્રીજા **વાનપ્રસ્થ**, તેમાં જંગલમાં રહી કંદમુળ ફળફળાદિનાં આહાર વડે સાત્વિકતા અને મનોનિગ્રહતા પ્રાપ્ત કરવાની છે; અને છેવટે **સંન્યસ્ત** વિભાગમાં સર્વત્યાગી પ્રભુ પરાયણ થઇ જવાનું છે. હવે આપણે વિચારો કે ભિક્ષા માગવાનો હક કયા આશ્રમીનો છે, તથા કયા આશ્રમમાં ભિક્ષાની જરૂર પડે છે. સાધારણ બુદ્ધિમાન પણ કહી શકે. કે પહેલા અને ચોથા આશ્રમમાં ખાસ જરૂર પડે, અને તે બીજા આશ્રમી જનોએ આપવીજ જોઈએ. બ્રહ્મચારી વિદ્યા સંપાદનાર્થે ગુરૂઆશ્રમમાં રહે, તેમણે વસ્તીમાં જઇ પોતા માટે તથા ગુરૂ કે ગુરૂપત્નિ માટે ભિક્ષા માગી લાવવી એ તેનો ધર્મ છે; અને કેટલીકવાર ગુરૂ આજ્ઞાનુસાર વનફળ ખાઇને પણ ચલાવવું જોઇએ. મતલબ કે આ બ્રહ્મચારીઓનો ભિક્ષા માગવાનો હક શાસ્ત્રસંપન્ન છે. તેજ પ્રમાણે સંન્યાસિઓ કે જેઓએ ઉદર નિર્વાહાર્થે વસ્તીમાં જઇ રાંધેલું અન્ન અગાઉથી ખબર આપ્યા સિવાય માગી એકવાર સ્થુળ નિભાવ અર્થે પ્રાશન કરવું એ ઉચીત છે. વાનપ્રસ્થોને જરૂર હોતીજ નથી.

હવે આજકાલ શું જોવામાં આવે છે તે ઉપર લક્ષ આપીએ, તે મોહલ્લે મોહલ્લે અને ચકલે ચકલે ગૃહસ્થ બ્રાહ્મણ ભિખારીઓના ટોળાં નજરે પડે છે. એઓ લગભગ બધા ગૃહસ્થો બાઇડી છોકરાં બાળક, સમાંસહોદરવાળાં, માલમીલકત, જર જમીનવાળા હોય છે, છતાં ભીખ માગી પોષણ મેળવવા ઉપરાંત દ્રવ્ય સંપાદન કરે છે, કેટલાક એવા ભિખારીઓ ભીખના વેપારથી પાછળ અમુક હજાર દ્રવ્ય મુકી જાય છે, અને તેની પાછળ નાતો અને ચોર્યાશી થયાના દાખલા છે આવા ભિખારીઓ અનેક રૂપે મળી આવે છે. કોઇ ભાગોળ ભટ્ટ, તો કોઈ મંજીરાં ખંજરી વગાડી ભકત વેષમાં. કોઇ માથા પર કેતકીનાં પાનને હાથમાં થાળી રાખી પ્રભુના નામોચ્ચારણ કરતા દૃષ્ટિએ પડે છે. કોઇ દીવા લઇ રાતના તો કોઇ દીવસે જોગી લઇ ફરતા ફરે છે, અને ભોળા ભકતોને ખાડામાં નાંખે છે. મને લખવા દો કે આવા ભિખારીઓ ભકત જનોના કટ્ટા દુશ્મનો છે. બિલકુલ આવા ભામટાઓને આપવાથી કંઇ પણ ફળ નથી, પણ તેઓ આ હરામની કમાઇનો બિલકુલ ગેરઉપયોગ કરી આપનારને ચોક્કસ નર્કે મોકલે છે. માટે હરિજનોએ હંમેશાં સત્પાત્રે દાન કરવા કાળજી અને ચોકસી રાખવાની જરૂર છે. ધ્યાનમાં રાખવાની જરૂર છે કે નિરાધાર અપંગો શિવાય અને ૧લા—૪થા આશ્રમના ઇસમો વિના કોઇનો ભીખ માગવાનો હક નથી. ગૃહસ્થોએ જરૂર તેમને દયા અને ન્યાયથી આપવી. પણ પાત્ર કે સાચા હકદાર ભીખારીઓ ઓળખવાની દરેક ગૃહસ્થોની શક્તિ હોતી નથી. તેમને વખત હોતો નથી, ત્યારે તેમણે અપંગો—અનાથો માટે ચાલતા આશ્રમોમાં પોતાની કમાઇનો દશાંશ મોકલી આપવાની કાળજી રાખવી. અગર તેવા માટે

ભિક્ષા માગી લાવવી એ તેનો ધર્મ છે. કેટલીક વાર ગુરૂ આજ્ઞાનુસાર વનફળ ખાઇને પણ ચલાવવું જોઇએ. મતલબ કે આ બ્રહ્મચારીઓનો ભિક્ષા માગવાનો હક શાસ્ત્ર સંપન્ન છે. તેજ પ્રમાણે સંન્યાસીઓ કે જેઓ એ નિર્વાહાર્થે વસ્તીમાં જઇ રાંધેલું અન્ન અગાઉથી ખબર આપ્યા સિવાય માગી એકવાર સ્થુળ નિભાવવા અર્થે પ્રાશન કરવું એ ઉચીત છે. વાનપ્રસ્થોને જરૂર હોતીજ નથી.

સાર્વજનીક આશ્રમોમાંથી ઉઘરાવનાર આવે તેને પાકી તજવીજ કરીને આપવું એજ સર્વોત્તમ છે. આવા આશ્રમોમાં ખરા મદદને લાયકજ ભાઇબંધ જીવો ભેગા થાય છે, અને સારી વ્યવસ્થા પૂર્વક તેમના દુઃખી જીવોને શાન્તિ આપવા સાથે ઉન્નતિક્રમમાં મૂકવા બનતુ કરવામાં આવ્યું હોય છે. કેટલાક આશ્રમમાં તો દુખી ભાઇબેનોના કલ્યાણાર્થે દેવસ્થાન, શાસ્ત્ર અને સતસંગ કરવાની પણ જોગવાઇ રાખી હોય છે.

સાર એ છે કે ભકતોએ પોતાની ખરી કમાઇમાંથીજ દાન કરવું. અને તે પાત્ર કરવું. બને ત્યાં સુધી રસ્તામાં રખડતા અનાથોને નજીકના આશ્રમોમાં પહોંચાડવા કાળજી રાખવી; અને દશાંશ ત્યાંજ મોકલાવવો. વારંવાર આવા આશ્રમોની વ્યવસ્થા જાતે જોવા અવલોકવા કાળજીવાન થવું. છેવટ મારી તો એવી પણ ભલામણ છે કે પોતાની અશક્ત હાલત થતાં અનાથ હોઇએ તો પોતાની સમૃદ્ધિ સાથે આવા વ્યવસ્થિત આશ્રમોમાં જઇ આશ્રય લઇ સતસંગમાં જીવન ગુજારવું કે સ્થુળ છોડી જતાં દેહનો અને વધારાની સંપત્તિનો સદુપયોગ કર્યો ગણાશે. આવી સારી ભાવના દરેકની થતાં દેશોન્નતિ આપોઆપ થઇ રહેશેઃ ૐ શાંતિ.

# મહત્ આત્માઓ.



હાંલાં સત્સંગીઓ ! માહાત્મા એટલે મહત્ આત્મા, મોટા—આત્મોન્નતિ પામેલા જીવાત્માઓ કે જેઓ પોતાની કાયા, વાચા અને મન વડે ઇતર જીવાત્માઓને અનુકરણીય હોય છે. તેની સાથે આકાશ જેવા ગભીર અને વિશાળ હૃદયના સમુદ્ર જેવા ભારે મોજાં ઉદ્દભવવા છતાં ન છલકાતાં શાંત રહેનારા. ગમે તેવી આપત્તિમાં આપત્તિ ન માનતાં અગવડ સગવડ માટે ગણી ધૈર્ય રાખનારા. ક્ષમાથી વિભુષિત રહેનારા, તથા પ્રસન્નતાને સતત્ સેવનારા હોય છે; અને તેનેજ પરિણામે આધિવ્યાધિ ઉપાધિથી સંયુક્ત સંસારી જીવો હંમેશાં તેમના દર્શનને પણ દુર્લભ ગણે છે. એવા આત્માઓ પોતાની ભાવના વડે સમાગમીઓને ત્રિવિધ તાપથી મુક્ત કરી પોતાના તેજસ્વિ અને દીલખુશ દિદારની છાયા એવી તો પાડી શકે છે કે દર્શન કે ચર્ણસ્પર્શનાર્થે આવનારા જીજ્ઞાસુઓની જીજ્ઞાસા તૃપ્ત કરવા સાથે પોતાના આત્માનંદ કે બ્રહ્માનંદની પ્રસાદી વડે શાન્તિ દેવીના ઉપાસક બનાવી કૃતકૃત્ય કરી શકે છે. મહાત્માઓ તે એનુંજ નામ કહેવાય. એવા ઉન્નત્ આત્માઓ જગનિયંતાના આ જગતંત્ર ચલાવવામાં ખરા સહાયક મનાય છે. અધિકારીઓને માર્ગદર્શક થઈ ખરે માર્ગે પાડી આપનારા પ્રભુના એજંટો છે, અને ખરેખરૂં કહીએ તો આ જગતરૂપ દરીઆમાં મુસાફરી કરનારાં અનેક શરીરરૂપ વહાણોને પ્રપંચ જાળથી ઉદ્દભવતા દુ:ખરૂપ ખરાબે ચઢતાં અટકાવનારા છે. વાંચકોની ખાત્રી માટે આ નીચેનું દ્રષ્ટાંત બસ થઇ પડશે,

એક ગામમાં એક જ્ઞાન અને વયે વૃદ્ધ બ્રાહ્મણ કે જે પોતે જન્મથી ભક્ત જીવન ભોગવતો હતો. તે દુનીઆની પ્રપંચ જાળથી એકવાર કંટાળો ખાઇને ગામ છોડીજઇ જંગલમાં જઇ ધ્યાનસ્થ થવા તૈયાર થયો. પોતે એક ગૃહસ્થ હોઇ સર્વ બાળ બચ્ચાં સગાં વહાલાંનું દેવું આપ્યા જવા છતાં પણ એક દિવસ શાન્તિનો નજરે પડયો નહિ, ત્યારે ઉપર મુજબ અરણ્યવાસી રહેવા વિચાર કર્યો. પોતાનાં સત્સંગી ભાઇબહેનોને ઇષ્ટ સ્તવન કરવાના કાળે છેવટે જણાવ્યું " વહાલાં સહચરો! માયા કે દુનીયાની પ્રાપંચિક જાળ સાથે જળકમળવત્ રહેવા છતાં મારી આત્મોન્નતિમાં ઘણી હરકતો આવે છે. હું સમજુછું કે એ વેઠીને પણ દુનિયામાં રહેવાથી વધુ લાભ છે. પણ મારૂં સ્થુળ હવે વધુ વખત ટકશે એમ મારૂં માનવું નથી, અને તે પહેલાં મારે એકાગ્રતા પ્રાપ્ત કરવી ઘટે છે. તમો સર્વ મને તેમ કરવાની રજા આપશો એમ ચ્હાઉં છું." ભકતના આ વિયોગી થવાનાં હૃદયભેદક વાકયો સર્વ સત્સંગીઓ કે જે એમના વડે શાન્તિવસ રહેતાં હતાં તેમને કુહારી જખમ તુલ્ય લાગ્યાં; અને ભારે કકલાણ કરી મુકયું. ત્યારે ભકતે ગામના પાદરે એક આમલીનું વૃક્ષ હતુ; તે ઉપરે બેસી માળા કરવા રજા મેળવી. તે મળી. બાદ દરરોજ સાંજે સર્વ સત્સંગીઓ આ વૃક્ષ નીચે બેશી ભકતનો લાભ મેળવવા લાગ્યા. ભક્ત તો એવા ત્રાસેલા હતા કે ઝાડ પરથી પૃથ્વી ઉપર પગ સરખો ધરતા નહિ. સત્સંગીઓ તેમની તમામ સેવા સહેલાઇ અને ઘણી ખુશી સાથે ઉઠાવી લેતા. દિન પર દિન જતાં સર્વની મરજી એવી થઇ કે આપણા ભક્તરાજની સેવા અર્થે આપણા પૈકીની કુલાણાની દીકરી છે. જે પોતે સંસારથી વિતરાગી રહેવા માગે છે.

તેને એમની સાથે પાણી ગ્રહણ કરાવી દેવું. જેથી આપણને સેવાની ફીકર મટી જાય. સર્વ મળી આ વાત નક્કી કરી, અને કન્યાની સંમતિ મેળવી. તેણે ઘણીજ ખુશી સાથે હા પાડી. તેથી એક દિવસ તેને લઇ આ વૃક્ષ નીચે આવ્યા. ભક્તને વિચાર જણાવ્યો. ભક્ત ત્રાસીને આવેલા હા પાડે તેમ હતુંજ નહિ. તેથી ધણીયે ના પાડી. પણ દરરોજનું દુઃખ ટાળવા સર્વેએ માન્યું નહિ, અને પરાકાષ્ટાએ કન્યાને વૃક્ષ નીચે મુકી ચાલતા થયા. કન્યા ગામમાં જઇ ભિક્ષા માગી લાવી સર્વ સામગ્રીઓ તૈયાર કરી વૃક્ષ ઊપર પહોંચાડતી, અને તે વૃક્ષ નીચેજ પડી રહેતી. એવામાં એક રાત્રે ચાર ઠગો આવી પહોંચ્યા. તેમણે ભકતના હાથનાં કાંડાં કાપી નાખ્યાં, અને જે કાંઇ સરંજામ હતો તે તથા કન્યાને લઇને ચાલતા થયા. આથી ભકત નિરાધાર બન્યા. ભક્તની વ્હારે ભગવાન ધાય છે તેથી આ ભકતને માટે પ્રભુએ ગામના રાજાને સ્વપ્ન આપ્યું કે " ગામના પાદરે આમલીના વૃક્ષ ઉપર જે મહાત્મા છે, તેને લાવી રાજમહેલમાં રાખવા; અને તેમનું યોગ્ય માન જાળવવું." રાજાએ પુરતા આદર સાથે લાવી રાજમહેલમાં રાખ્યા, અને તેમની સેવા ઘણીજ સારી રીતે શરૂ કરી. થોડા દિવસ થયા એટલે પેલા કાંડાં કાપી જનાર ચારે ઠગો વેશ બદલી તેના અન્ય કો પાપનું ભોગાયતન કરવાને રાજદરબારમાં કેદીના વેષમાં આવી ચઢ્યા. આ વાત મહાત્માશ્રીની જાણમાં આવતાં રાજાને જણાવ્યું કે "હે રાજા ! આ ચારે કેદીઓ મોટા સંતો છે માટે એઓને રાજમહેલના એક ભાગમાં રાખી સેવા કરાવો." [ શું મહાત્માઓના હૃદય ! કેટલી ક્ષમા ! ] રાજદરબાર તરફથી સેવા ચાલુ થઇ, પણ આ ચારે સેવા લેનારા નીચ કૃત્ય કરનારા હતા; તેમના હૃદયમાં દંશ થવા લાગ્યો; અને જાણવામાં આવ્યું કે દરબારમાં એક ઠુંઠા માહાત્મા છે, તેમણે

એઓને આ પ્રમાણે આભાર નીચે મુકયા છે. ત્યારે તો વધુ ને વધુ ગભરાવા લાગ્યા, કે અરે! હમારી આ સેવા કોણ જાણે કયારે અવળી નીકળશે! અને ભારે સજા ભોગવવી પડશે! માટે કોઇ પણ બ્હાને અત્રેથી મુક્ત થઇ જવાય તો સારૂં. આવો વિચાર અરસપરસ કરી પ્રધાન પાસે રજા માગી. રજા મળતાં સંત સમજી સદ્દભાવે વિલંબ થયો, તેમ તેમ વધુ ગભરાયા. તેથી એક દિવસ પ્રાતઃકાળમાં ચારે જણે તૈયાર થઈ ચાલ્યા જવા વિચાર કીધો. પણ દરબારમાંથી તેમ કરવું સહેલું નહતું. છતાં પરાકાષ્ટાએ રજા મેળવી અને જવા નીકળ્યા. ત્યારે પ્રધાને ચારે સંતો (ઠગો)ને પૂછયું કે સંતો! ભલે તમે જાઓ, પણ હરકત ન હોય તો જણાવો કે હમારા દરબારના મહાત્માશ્રીની તમારી ઉપર આટલી બધી કેમ કૃપા છે? તે જણાવો તો સારૂં. સંતોએ પ્રત્યુત્તર વાળ્યો કે "દીવાનજી સાહેબ શું જણાવીએ! કહેવા-માંજ માલ નથી! કહીશું તો તમે એવા ઢોંગીની સેવા મુકી દેશો; અને એ બિચારો અપંગ હમારા પર નિશ્વાસ નાંખશે, માટે ન કહેવામાંજ ઠીક છે. આ સાંભળી પ્રધાનને જીજ્ઞાસા વધી અને સત્યા-ગ્રહ જાણવા માટે કીધો; ત્યારે સંતોએ જણાવ્યું કે સાહેબ! એ ઢોંગી મહાત્માએ એક રાંડ રાખી હતી, અને તેની સાથે આડા વ્યવહારે વર્તવામાં એકવાર ભારે સંકટાધિન થયા હતા; અને એમના જાનનો જોખમ થવાનો સમય આવ્યો હતો; તે વખતે હમે ચારે જણ ત્યાં જઇ પહોંચી એમના જાનને બચાવ્યો હતો. જાન લેનારાઓએ પ્રથમ એમના બંને હાથ કાપી નાંખ્યા હતા; એજ હમારી આ વાતની સાબિતી છે. આ સાંભળી પ્રધાનની તાજુબીનો પાર રહ્યો નહિ, અને તે સંતોને ઉભા રાખી મહાત્માશ્રીને આ વાત જણાવવા

ગયા. ફેમરૂ જઇ જણાવ્યું. ભક્ત મહાત્મા સાંભળી ભારે ખેદ કરવા લાગ્યા. કે અહાહા ! કેટલા બધા નિર્દય ! કેવા ક્રૂર ! ઉપકાર પર પણ અપકાર ! પ્રભુ તું ઇન્સાફ કર ! આ છેલ્લું વાકય બોલતાં પોતાનાં કપાએલા બંને હાથના કાંડાં એક મેક જોડે ઘસ્યાં કે તુરત અંતર જામીએ ન્યાય આપ્યો. મહાત્માના હાથ હતા તેવા સારા થઇ ગયા, અને પેલા સંતો (ઠગો) આ ભક્ત મહાત્માના ભારે ખેદામી વડે જમીનમાં ચીરો પડતાં તેમાંજ અલોપ થયા. અપશોષ ! અપશોષ ! અપશોષ !

સત્સંગીઓ ? ભક્ત હૃદય પ્રભુનાં મંદીર હોઇ તેમાં પ્રભુનિવાસી થએલા હોય છે, અને તેના ઉપર ગ્લાની થતાં જબરી અસર થાય છે; માટે કોઇ પણ એવા વિતરાગી પ્રભુમય જીવાત્માઓને તેમના માર્ગમાં આડે આવવા યત્ન સરખો કરવો જોખમકારક થાય છે. માટે સાવચેતી રાખવી. બનતા સુધી એવા આત્માઓ અપકાર ઉપર ઉપકારજ કરી કૃતાર્થ થાય છે. કારણકે ક્ષમા આપવી, અને અપમાન સહન કરવું; એ તેમનો ખવાસજ થઇ ગયો હોય છે; છતાં કદાચ મનના ધર્મે અને અપકારની પરાકાષ્ટાએ કોપાયમાન થાય, તો ભારે ખરાબી કરી શકે છે. ઢોંગીઓને આ વાત લાગુ પડતી નથી; તેવાને ઓળખવાની કંઇ નિશાની હોતી નથી. માટે "કયા જાણે કયા ભેખમાં નારાયણ મીલજાય" આ સૂત્રને આધારે કોઇપણ સંત ભાળી તે સાચા કે વેષધારી ગમે તે હોય, તેનું બને તો ભક્તોએ સન્માન કરવું, પણ અપમાન તો નજ કરવું. એ હંમેશાં યાદ રાખવાની જરૂર છે. અસત્ય તે તેના ખરા સ્વરૂપમાં ઝટ બ્હાર આવી જાય એવો કુદરતનો કાયદો છે; માટે ભક્તોએ ધીરજ સેવવી. દુનીઆ રૂપ ચાલણીમાં આટો અને થુલુ ઝટ જુદુ પડે છે.

ભક્તોએ વિચારવું ઘટે છે કે "ખોટા વેષ ધરીને જગતમાં જે ફરે, તેવાનું પણ માધવ રાખે માન જો" વળી સર્વમાં આત્મ સ્વરૂપે જોતાં કોઇ જીવના કર્મ તરફ નજર કરી ભક્તોએ રાગદ્વેષાધિન થવાની જરૂર નથી. સદાવ્રત ચલાવનાર કર્મ તપાસી તપાસી સદાવ્રત આપે, તો તે ચાલે એમ નથી. તેઓ તો સર્વ જીવાત્મા ભાઇ છે, સ્વસ્વરૂપ છે, માની આપ્યા જાય છે. કર્મ સૌ સૌના સૌ ભોગવે છે. ભક્તિ માર્ગે સર્વ સાથે ચઢતાં નથી, એટલે સારાં માઠાંના ભેદ, ઇતર સંસારીઓ કે જ્યાં વર્ગણી પાડવાનોજ ધર્મ થઇ પડયો હોય છે, ત્યાં તેવાઓની પીછાન થઇ જાય છે. આ લેખ ભક્તો માટે છે; માટે ભક્તોએ કોઈપણ સંત સાધુનું અપમાન કરવું નહિ. અભક્ત કે ઢોંગી લાગતાં ભલે માન ન આપવું, પણ કોઈનું અપમાન તો નજ કરવું. મનનું સમાધાન એવી રીતે કરી લેવું કે "કર્મમય સૃષ્ટિ છે. સૌ સૌના પ્રારબ્ધ તૈયાર કરી રહી છે, ભોગવી રહી છે. આપણી એ પાઠશાળા છે. ગુરૂગમ થતાં આપણને સત્ય સમજાયું, તેમ સર્વને સમયે સમજાશે. ભોગાવતન પૂરાં થતાં જાગી જશે; અધિકાર પ્રાપ્ત થતાં બીજ ઉગી નીકળશે. કુદરતના નિયમાનુસાર સર્વ બને છે. બન્યુ જાય છે. ને બનશે. હર્ષ શોક કરવાનું કે રાગદ્વેષ ધારી થવાનું કારણ નથી" આમ સમજી આપણી શાન્તિ છિન્નભિન્ન થવા ન દેવી. આમ થતાં આપણો આત્મા પરમાત્મા સાનિધ્ય થતો જશે. છેવટ મહત્ આત્મા કહેવાઇ એક સ્વરૂપ થવાશે. મનુષ્ય જન્મનો હેતુ તે પાર પડયો ગણાશે.

હરિજનો ? અંતઃકરણ રૂપ આરસીને રાગદ્વેષરૂપ મળથી મલીન ન થવા દેવી, અને સર્વ ભાઇબંધ જીવોને આત્મ સ્વરૂપે જોવાની ટેવ પાડવી. તેમના સુખે સુખી રહેવા અને દુઃખે દિલાસો આપવા તત્પર થવાની કાળજી ધરાવવી. આજ ભકિતનું તારતમ્ય આવવું જોઇએ. આપણે આપણા હૃદયને તપાસતાં જણાશે, કે લાયકાત વધી છે છે કે ઘટી છે. અન્યના અભિપ્રાયની જરૂર નથી. પોતે પોતાને જોતાં શીખવું. આંતરદર્શી થવું. આથી વ્યવહાર અને પરમાર્થ ઉભયમાં અનુકુળતા આવે છે, અને એ સવ દરરોજના સંતસમાગમથી મેળવાય છે. માટે તે કરવા જેટલું પ્રથમ પુરૂષાર્થ સેવો. સત્સંગ એજ કલ્પવૃક્ષ છે ! કલ્પવૃક્ષ છે ! કલ્પવૃક્ષ છે !

શાન્તિ



# ભક્તિનો ભોમિયો.

## ભાગ ૨ જો.

### ગુરૂ સ્તુતિ.

તારા તનમાં મનમાં ભર્યો છે ઠર્યો છે.—રાહ.

કરી પ્રેમે પ્રણામ ભજીએરે ભાવે,
ભયહારી ભોળાનાથ;
ભક્તિની જુક્તિ જણાવો હમોને, (૨)
યાચીએ જોડી બે હાથ—— કરી પ્રેમે-૧

પાપ હમારાં માફ કરી તું,
લે છે સારી સંભાળ;
નવાં ન કરવા સુમતી પ્રેરી, (૨)
ઉગારજો આ દાસ.— કરી પ્રેમે-૨

ઈચ્છા હમારી અવર જીવો પર,
મહેર કરે ત્રિપુરાર;
નીછા ચિત્ત શુદ્ધિના પ્રેમ જ્ઞાને, (૨)
ભક્તિ થકી ભવ પાર.—— કરી પ્રેમે-૩

બીજી મહારાજ મારું શરણ તમારૂં.-રાહ
( દેવકી ઉનાઈ માતાની પ્રાર્થના )

જય દેવી જય દેવી અંબા, જય દેવી જય દેવી.
અનાવિલ કુળ દેવી અંબા—ટેક.
શક્તિ શૂરી ગુણે પૂરી, કળીમાં નહીં અધુરી,
મરીએ ઝુરી ઝુરી માજી, પ્રસાદિ દે પૂરી.—જયદેવી ૧
હૃદયો હમારાં ન્યાળી, શરીરો હમારાં ભાળી,
શીરે કર મૂકો કાળી, કરો ભાગ્યશાળી.—જયદેવી ૨
કુળદેવીની કરીએ સેવા, માનીને એ મીઠા મેવા;
બાળકોને શરણે લોની, શાન્તિ સુખ દેવા.-જયદેવી ૩
પાસ આવ્યાં રડતાં જનની, આશા પૂરો શુભ મનની,
ઉપાધિ મટાડો તનની, સ્વાત્મ સુખ જોવા.-જયદેવી ૪
પત્તો તમારો ભાળી, આવ્યાં અવાસ કાળી;
ઉષ્ણ કુંડે શક્તિ ન્યાળી, નાહ્યાં વારી વારી-જયદેવી ૫
કહે છે ફકીરસુત પ્યાસી, તમારાં ચરણો તપાસી.
સેવા ભક્તિ ખાસી, માતું આપજે ભવાની-જયદેવી ૬

---

રાગ-ગરબી-ગુરૂસ્તુતિ.
મહોલે પધારો મહારાજ-રાહ.

સ્વિકારો, સ્વિકારો આ દાસ, ગુરૂ આ બાળોને સ્વિકારો.

વિકારો, વિકારો હણી આપ, શીશુને સદ્ય સુધારો—ટેક.
૧ ભવસાગર તન વહાણુને, તરવા છોડયું બહાર,
ગુરૂ શુકાની ખોટથી, ખડક નડયા પારાવાર—ગુરૂ.
૨ સુખના બીજો દુઃખ છે, માની હાંકિઉ નાવ,
ખટપટી ખડગો પેખતાં, હામ મુકી બેઠાં સાવ—ગુરૂ.
૩ ગુરૂ વિના ગમ નવ પડી, બાજી કથળીરે છેક,
સત્સંગ માર્ગે સંચરી, વાવરૂં વાણી વિવેક—ગુરૂ.
૪ દીનપાળક દીલે વસી, દયા આ દરીઆ માંહ,
લાલ વાવટો ભાળીને, મને મોકલ્યો આંહ—ગુરૂ.
૫ મોઘાં મોતી રામજી, ઉંડા સાગરે હોય,
નીછા અવર ઈછા નથી, મૂકો શીરે કર હોય—ગુરૂ.

---

## કવાલી રાગ.

### પ્રભુ ! તમે ભક્તોને ઘણા વ્હાલા છો.

અરે ઓ પ્રેમી મહારાજા, વખાણો શું કરૂં ઝાઝાં,
જીવો જે આશરે આવ્યા, તમોને તે ઘણા ભાવ્યા. ૧
પ્રભુતા આપની કેવી, ભગતોએ લીધી સેવી,
તપસ્વી તેજે રૂપાળા, ભકતોને લાગો છો વ્હાલા. ૨
પ્રજાજન જે ગરીબ દીસે, આપો છો આવતું હીસે,

સંભાવે છોરે છોગાળા, ભકતોને લાગો છો વ્હાલા. ૩
ઈલમ દીધા વિલમ્બ વિના, અંધોને દેખતા કીના
ગરીબ નવાજ ઓજાળા, ભકતોને લાગો છો વ્હાલા. ૪
તમારામાં સદા રહે છે, તમો સહુ બ્હાર વિચરે છે,
જગેજગ શાન્તિ દેનારા, ભકતોને લાગો છો વ્હાલા. ૫
દયા ન્યાયે સદા ચાલી, સત્યના પંથેરે મ્હાલી,
પ્રેમથી દીસો પ્રેમાળા, ભકતોને લાગો છો વ્હાલા. ૬
પ્રમાદિ જીવ જે થાય, સમજતાં પુરા પસ્તાય,
ગણોછો પ્રાણથી પ્યારા, ભકતોને લાગો છો વ્હાલા. ૭
નિછાભાઈ ભક્ત પીતાનો, શીશુ છે એજ ત્રાતાનો
પીઓરે પ્રેમના પ્યાલા, ભકતોને લાગો છો વ્હાલા. ૮

## સધવા વિધવાના ધર્મ.

રાગ ગીરધારીનો.

પ્રિય બહેનોરે પ્રભુપર પ્રીત ધરાવો,
શાણા શાન્તિથી નાવ ચલાવો—ટેક
ઘરરાજના તમે પ્રધાનરે, [૨]
પતીરાજ મેળવવા માનરે, [૨]
તમે પ્રભુ સમરે, પતીપર પ્રેમજ રાખો શાણા—૧

શીખવા બ્હેનોને કહું વાણીરે, (૨)
અંતરમાં પ્રેમજ આણીરે, (૨)
પ્રભુ પતીનેરે, અખંડ દીલમાં ધારો; શ.ણા. ૨

આ માત્રની રીત છે એવીરે, (૨)
સર્વે પ્રેમથી ચહો તેવીરે, (૨)
ઇચ્છાનોરે પતી પ્રભુ પ્રેમ વધારો. શાણા. ૬

---

## રાગ પ્રભાત. ( ઝુલણા છંદમાં ગવાશે. )

ભક્ત બન ભક્ત બન ભક્ત બન જીવડા,
શા માટે માયે વિંટાઇ રહે છે;
આંહિ તારૂં નથી કાંઇને કોઇ જન,
આખરે પેટ ચોળીને રહેશે. ભક્ત બન. ૧

જુએ સાચું તે તો સ્વારથી સર્વ છે,
સ્વાર્થ સરતાં તુંથી અળગું થાશે;
આત્મ સ્નેહિ કોઈ વીરલી વ્યક્તિઓ,
ઠામ ઠામે નહિ તે જણાશે. ભક્ત બન. ૨

ડોળઘાલુ ઘણા નર અને નારીઓ,
કપટી રહીને તુંને છેક વાહાશે;
કાળ કાઢીને છેતરાય શા માટ તું,
દાવ આવે તુંથી જરૂર જાશે. ભક્ત બન. ૩

તેમ શા માટ તું હામ ને કામની,
રાખે છે કાચ કુપ્પાના જેવી;
રાખવી જોઇએ હામ હરીહર તણી,
રહેશે અરણ્યે જેવીને તેવી. ભક્ત બન. ૪

જોયું જાણ્યું અનુભવિયું સંસારમાં,
તોયે મૂર્ખાઇનો નાવ્યો અંત;
રાખી વિશ્વાસ રાધાપતિ એકનો,
નિછા સરવ છોડી બનતી સંત. ભક્ત બન. ૫

---

## ઉપદેશ.

### રાહ—પ્રભાત.

મારું મારું શું માને છે મનમાંહિ તું,
મ્હાલે છે માનવી મૂર્ખ જેવો;
તારૂં તલ ભાર આંહિ નથી ન્યાળ તું,
સમરજે શ્યામને થાવા તેવો. ૧

શરીર તારૂં નથી, ધામ તારૂં નથી,
સગાં સાચાં નથી, એમ જાણ;
પુત્ર-કળત્ર સુત સ્વારથી સર્વ છે,
મારું માનીને હારે છે હાણ. ૨

વાડી ગાડી ધન ધાર રહે અહીં,
છોડીને જાવું એમ નિશ્ચે માન;
સાથ શ્રી જદુપતી નામ તો આવશે,
ઉંઘથી જાગીને લાવે ભાન. ૩

હું અને માહરૂં શું બકે ભોટડા,
સ્વપ્ન છોડીને જાગૃત થાની:
ભણવા સાથ ગણાશે નહિ જીવડા,
પોથાં થોથાં થશેરે બેભાની. ૪

ઉમર એળે ગઈ, જુજ બાકી રહી,
સમજ ઉતાર મન તારા માંહી;
સેવી એકાન્ત થા શાન્ત શરણે રહી,
ક્ષણીક છોડતાં સતત્ મળશે ત્યાંહી. ૫

તારૂં કાંઇ નથી તુજ તારો નથી,
સર્વ છે બાપનું એમ માન;
બાપનું સર્વ તે આપણું સર્વ છે,
સમજી લાવો તમેરે સુજ્ઞાન.

મોહ માયા તારી ઝાંખ છે આંખની,
આત્મ જ્ઞાની સળી આંજ આંહી;
ડાકટરો દેખતા સદગુરૂ સમજીને,
શરમ છોડી દોડી જાઓ ત્યાંહી. ૭

પ્રભુ નથી જંગલે, નથી રેતા ડુંગરે,
શોધ સદગુરૂ સહુ પીંડ માંહી;
પીંડમાં જોઈ બ્રહ્માંડમાં પેખશો,
**નીછા** જણાય જુએ જ્યાંહિ જ્યાંહિ. ૮

---

રાગ—ઝુલણા.

શાન્ત થા શાન્ત થા શાન્ત થા જીવડા,
શા માટે સૌને પાયે પડે છે;
જોયું છતાંય જખ મારે શા માટ તું,
સત્યે સરવેના નાવો તરે છે. ૧

ફીકર શા માટે તું રાખિને મૂરખા,
તન ને મન તાવી રહ્યો છે;
જોને શીરે જરા જોખમો આવતાં,
ઢાલ ધારી વિભુતો રહ્યો છે. ૨

કામમાં હામ હરીહર તણી રાખિને,
વધની આગે તને વખત જાશે;
વિશ્વે વિશ્વાશ વિશ્વંભર ધારિને,
ચાલ ફત્તેહ તારી જરૂર થાશે. ૩

ચિન્તા રાખી ચિત ચલીત કરતો .નહિ,
ભાર શીદને લહે તારે માથે;

ચાહ્યો જા હામથી દામને કામની,
ફીકર છોડી જય જરૂર થાશે. ૪

પરાર્થ બાંધવા, સ્વાર્થને સાધવા,
લોક લાજે ડરે શીદને શૂરા;
પેખ જ્યાંહિ ત્યાંહિ છેરે પરબ્રહ્મને,
નીછા ભક્તો ન રહેશે અધૂરા. ૫

---

## હવે મને હરી નામથી નેહ લાગ્યો—રાહ.

હવે મેં તો સંસારનો સ્વાદ ચાખ્યો.
ભોગ ભોગવતાં યોગ લાગ્યોરે, હવે મેં તો. ટેક.

સંસારી જનો કાયા માયાપર મોહીને,
પ્રપંચી જાળ સઘળે નાંખે;
જુએ છે ઘટ ઘટ વ્યાપી પીતા તમારો તે,
અણુ ન સમાય જેની આંખેરે. હવે મેં તો. ૧

પરમાથ કરીલો વ્હાલાં, તન, મન, ધનથીરે,
સંગાં છે સરવે તમારાં;
સમજાવો સઘ તમે અહીં કેમ આવ્યાં તે,
ઓળખ આપો પ્રભુ પ્યારાંરે. હવે મેં તો. ૨

આજે કરશું હવે કાલે કરીશું એમ,
વખત શા માટેરે કાઢો;

પ્રાણ જવાની પળ નક્કી ન જાણો તમે,
અચાનક આવશે તે દહાડોરે. હવે મેં તો. ૩

સંસારી મોહમાં તો જે જે લપટાયાં તે,
જઠરાગ્નિ વેદના સહે છે;
જાગ્યાં તે ભાગ્યાં પાછાં સગાંને સાથે લઇને,
સત્ ચિત્તાનંદે રહે છેરે. હવે મેં તો. ૪

નીછા ઇચ્છા એવી સ્વામિએ જાણી તેથી,
ભક્તિ કરાવે છે ભાવે;
નવે રસ મળશે તમને ભક્તિના ભોજને તો,
અવર નજર નહિ આવેરે. હવે મેં તો. ૧

---

મેમાન થયા તમે મ્હારા—એ રાહ.

( સંસારમાં મોહથી સુખ નથી )

સુખ નથી થાતું કોઇ વાતે, મોહધારિ આ દુનીઆમાં
ક્ષણ ચ્હેન પડે નહિ ચિત્તમાં; વિષધારિ આ વિષયામાં ટેક.

કદી આવો વ્યક્તિના સંગે,
પ્રભુમય રહી રમજો રંગે,
મોહ ધરશો ન આવે પ્રસંગે,
દુઃખ દુઃખ ઉપજશે અંગે; મોહધારિ. ૧

સાક્ષર કેશૂરા ગણાતા,
નામ કામે પૂરા મનાતા,
ફરતા મદમાતા રાતા,
આશક્તિ ધરી દુઃખી થાતા; મોહધારિ. ૨
આવરદા ઓછું થાશે,
વાસનાઓ નહિ વેરાશે,
ગત સમયે જીવ ગભરાશે,
પસ્તાશે જીવ પસ્તાશે; મોહધારિ. ૩
ચ્હડતી નવ મોહથી જાણી,
પડતી અનુભવથી પ્રમાણી,
મોજે ક્ષણ ક્ષણની મ્હાણી,
બનશો નહિ શેઠ શેઠાણી; મોહધારિ. ૪
મારૂં નથી અહીઆં કાંઇ,
હાલ હવાલ થઇએ આંહી,
લ્હાહ લગાડો પ્રભુની માંહી,
ખમી ખાશોરે બાઇ ભાઈ; મોહધારિ. ૫

---

## રાગ ઉપરનો

### ( અચળ શાન્તિ શાથી થાય ? )

કોણ અચળ શાન્તિને આપે ? ભગવાન વાસુદેવા.
ત્રીવિધ તાપ કોણ કાપે ? તે તે નિરંજન દેવા. ટેક

મુક્તિ મેળવવા (આ) હોડી,
જીુક્તિથી જીવ સહ જોડી,
માય જાળના બંધો તોડી,
મોક્ષ મારગ કોણ બતાવે ? ભગવાન

સો શત્રુ સદા દુઃખ દેતા,
સંહારિ સદા સુખ લેતા,
આત્માનુભવિ નહિ બ્હીતા,
કઈ અતોલી શક્તિ પ્રતાપે ? ભગવાન. ૨

પ્રભુ સર્વ આપદા ટાળી,
હમને લોછોરે સંભાળી,
દીન જન અરજી ઉરધારી,
બલીહારી ! તાત બલીહારી ! ભગવાન. ૩

બાપુજી શાન્તિ દેજો,
સૌક્રૂર જીવોને કહેજો,
દયા સહ ન્યાયિ રહેજો,
પ્રભુ અમમાં અવિચળ રહેજો; ભગવાન. ૪

નિરીક્ષા કરશો જ્યાંહિ,
છાનું ન જણાશે ક્યાંહિ,
ભાનુ તેજ પ્રકટશે માંહિ,
ઈશ ભક્ત તણાજ પ્રતાપે; ભગવાન ૫

## રાગ ઉપરનો

### ( સંસાર સુખમય ક્યારે લાગે ? )

સુખ અતી થાશે એક વાતે, પ્રેમ ધારિ આ દુનીઆમાં
કરો જાપ ને કીરતન સાથે, પ્રેમ ધારિ આ દુનીઆમાં ટેક

સૌ જીવ તણી કરો સેવા,
સમ માની મીઠા મેવા,
ભલે હોય તે જેવા તેવા,
પ્રભુના બાળો ગણી લેવા; પ્રેમધારિ. ૧

જુઠું નહિ બોલો કદાપિ,
જીવ જાય ભલે રે તદાપિ,
પડે સંકટ ભારે યદાપિ,
પ્રભુ સ્હાયે ન ડરશો તદાપિ; પ્રેમધારિ. ૨

મિત્રો સૌને તમે માનો,
(તો) દુશ્મન નવ રહેશે છાનો,
નિમીત્ત નતોલ થવાનો,
(તે) પ્રભુની દ્રષ્ટિએ જવાનો; પ્રેમધારિ. ૩

કર્મો કરજો તમે એવાં,
જીવ સઘ શાન્ત થાય તેવાં,
દયાદાન આપવા જેવાં,
પ્રભુએ આપેલાં દેવાં પ્રેમધારિ. ૪

નિતિ નવ છોડો કોઇ,
છાપો લો સવળી જોઇ,
ભાઈ બ્હેનની વધશે સોઇ;
ઇશ ભક્ત કહે દીલ ધોઈ, પ્રેમધારિ. ૫

---

જપતી પ્રીતમની જપમાળ—એ રાહ

ભક્તિ કરીએ સૌ સાથ, ભવજળ તરવા કાજે.
ભવ જળ તરવાથી મુક્તિ મળશે આપણને;
જન્મમરણ ભય ભાગે. ભક્તિ—ટેક

સાખી.

આવ્યાં છૈયે એકલાં, જાવું પાછાં એમ;
સાથે કંઈ નથી આવતું, ભૂલ કરોછો કેમ.

મમતા ત્યાગીને ભૂલ ભાગી સમરજો.
જન્મમરણ ભય ભાગે. ભક્તિ—૧

સાખી.

કબુલત કરી કીરતારને, જનની ઉદર માંહિ
બ્હાર આવી ભૂલી ગયાં, મોહસાગરે આંહિ.

સમરો સ્વામિને હેતે માફી માગીને.
જન્મમરણ ભય ભાગે. ભક્તિ. ૨

સાખી.

નિષ્કામ કર્મો સેવીને, ચિત્ત શુદ્ધિ કરો આંહિ;
જ્ઞાનદાન મળશે પછી, દીવો થશે દીલ માંહિ.
એજ આનંદ સ્થીર રહીને સરવના,
જન્મમરણુ ભય ભાગે. ભક્તિ. ૩

સાખી.

એકાંતે ગમતું નથી, જાશો એકલાં કેમ;
અંતે છોડી જાવું નકી, (જીવ) હાલ થશે જેમ તેમ.
જ્ઞાન ધારીને સતસંગે સૌ રહેતાં,
જન્મમરણુ ભય ભાગે. ભક્તિ. ૪

સાખી.

ભક્તો જે જે થઈ ગયાં, થયાં સમજીને એમ;
વિરાગ વિવેક ધારીને, તરી ગયાં સૌ તેમ.
ફકીરસુત કહે છે પગલે ચાલો સરવે તો,
જન્મમરણુ ભય ભાગે, ભક્તિ. ૫

---

રાગ–હોરી.

તું તો રાખ ભરૂંસો ભારી, હો ભાઈરે–તું તો રાખ–(ટેક)
કીડીથી કુંજર સરવ જીવોને, પ્રભુતો રાખે છે સંભારી, (૨)
અંધતું શાને થાય અધીરો, તુંને ન મેલે વિસારી;
પિતાની એ બલીહારી—તું રાખ૦ ૧

માતાના ઉદરે ગર્ભ ગોળમાં, નળી મૂકી એક તારી, (૨)
ખાધું માતાએ તેમાંથી તુજને, ભાગ આપ્યો નિરાકારી;
પિતા કારમી બલીહારી—તું રાખ૦ ૨
ગર્ભવાસે તું ઉંધા મસ્તકે, હતો જ્યારે તપધારી, (૨)
માતા પયોત્ધરે પય ભરીને, અગાઉ અરજ સ્વિકારી;
કર્યા ઉપકાર ઉપકારી—તું રાખ૦ ૩
બાળાપણુમાં મળ મુત્રાદિક, માતા સહે પ્રેમધારી, (૨)
પિતા કરે ગોદે લઈ ચુંબન, માયા એ તેંજ પ્રસારી;
બાપાજી એ બલિહારી—તું રાખ૦ ૪
દૈહિક આંખો જન્મથી ખુલી, પણ બંધ હતી એક બારી (૨)
હૃદયચક્ષુ ઉઘાડવા ત્હારાં, બનાવ્યો તને સંસારી;
પિતાજી પ્રીતિ એ તમારી—તું રાખ૦ ૫
બાળ યુવામાં અન્ન ધન આપી, દીધો શાળામાં સુધારી, (૨)
માયાની જાળે ગુંથાઈ જઈને, કરે છે તુંતો રે લવારી;
જોની જ્ઞાન ચક્ષુ ઉઘાડી—તું રાખ૦ ૬
કર્માનુસારે સરવ પામીને, ભોગવે થઈ દેહ ધારી, (૨)
ભૂલી ગયો જે કરવા આવ્યો તે, વિશ્વાસનેરે વિસારી;
જનમની કરી તેં ખુવારી—તું રાખ. ૭
ખેચર, ભૂચર, જળચર જીવોપર પ્રેમ કરો સંગાથારી, (૨)
નિછાભાઈનું જો માનો તો, એમજ તરશો આવારી,
સમજોરે આ દેહધારી—તું રાખ૦ ૮

## જોને ઝીણી આંખ ખોલીરે-અજ્ઞાની જરા—રાહ.

( સાત્વિક થઈ રજ તમ ઓછા કરો. )

સત્વાશ્રયી થઇ ફરજેરે, જંજાળી જીવડા સત્વાશ્રયી થઈ ફરજે.
રજ તમાશ્રયથી તું ડરજેરે, જંજાળી—ટેક.

અજ્ઞાની જનો નીજ સ્વારથ સારૂ, જેમ તેમ બોલશે મુખે;
દયા લાવી સૌ પ્રભુના સમજીને, માફ કરજે તું સુખેરે.
જંજાળી. ૧

અભિમાન છોડી સ્વમાન ગ્રહીને, ફરજ ન ભૂલવી કદાપી;
ભલેને મેડકાં ડેંકુ કરે તોએ, દ્રઢતાન છોડવી તદાપિરે.
જંજાળી. ૨

ક્રોધ કરશે કોઇ તમ તાબે થઇને, ફરજ બજાવશે ભુરી,
શાન્તિ ન છોડો સત્વાશ્રયે રહીને, ભલે ન રાખે અધુરીરે.
જંજાળી. ૩

દુનીઆની દોલત ક્ષણિક માનીને, રજગુણને માર લાતો;
ફરજ બજાવે વ્યક્તિઓ સૌ સૌની, ક્રોધન કરશો સુજાતારે
જંજાળી. ૪

પ્રભુ તમારો તો દુનીઆ તમારી, મેળવવાનું શું બાકી;
ભક્ત નરસંઇ એ ભરૂંપે ચાલ્યો તો, ખોટ શી વાતે રાખીરે.
જંજાળી. ૫

ક્રોધી કૌરવને ક્રોધી કંશાસૂર, રાવણ ક્રોધીને જુઓ;
ક્રોધથી જેની એકે એક શૂરો, વણ મોતે તે તે મુઓરે.
જંજાળી. ૬

કરીલે ભલાઈ ખડગ ક્ષમાનું ધારીને, વખત ન મળશેરે આવો;
નીછા ભલે જેને કહેવું તે કહેશે, સાત્વિક થઈ લે લ્હાવોરે.
જંજાળી. ૭

---

## રાગ ઠુમરી.

સાચું સાચું શ્રી હરીનું નામ જાણવુંરે–સાચું સાચું. ટેક.

કાયા કાચી, માયા કાચી, તે જોઈ શું થઈએ રાજી;
ખોટી સઘળી બાજી, એમાં શું ખેલવુંરે. સાચું સાચું. ૧

આવ્યાંતાં કરવાને કમાઇ, દામ હતા તે ગયા ગમાઈ;
ગયાં હામને દામ, રહ્યું શું મેલવુંરે. સાચું સાચું. ૨

બાળપણું ગમ્મતમાં ખોયું, યુવામાં યુવતીસેં મોહ્યું;
વૃદ્ધપણું આવ્યું તોએ શું તાણવુંરે. સાચું સાચું. ૩

સુત સુતાદિ ગઈ તમારી, કરતાતા જે મારી મારી;
રહ્યાં તેની પણ વારી, સુખ શું મ્હાણવુંરે. સાચું સાચું. ૪

ધનને માટે કાજ કરો છો, રાત દિન અંધ પેઠે ફરો છો;
કરવાનું ન કરો છો, ભાન કેમ ભૂલવુંરે. સાચું સાચું. ૫

ધનને ધામ પડયાં રહેવાનાં, એક દિન તો નિશ્ચે જવાનાં;
કરવાનુ કરીલો, ખોટું શું ખેલવું રે. સાચું સાચું. ૬
નિષ્છાભાઈની રીત જે સાચી, લાગે તે પર રહોની રાચી;
કહેવું તેટલું કરવું, જુઠ ન બોલવું રે. સાચું સાચું. ૭

---

મારા મન તું કયારે પ્રિય પ્રભુને ભેટાડશેરે—રાહ.

( દુનીઆમાં રસબસ રહેનારને શાન્તિ છેજ નહિ. )

પ્રભુ! શાન્તિ નથી જગમાંહિ, ભોગવી જાણીઉં રે;
અશાન્તિ તણી ખાણ આંહિ, એમજ પ્રમાણીઉં રે પ્રભુ. ટેક

જર મેળવવું યત્ન કરીને, વાડી બંગલા ગાડી કરીને;
મોજેમાં ફરી હરીને, દીલ પરવારીઉં રે. પ્રભુ. ૧

રળતાં જશ નહિ, વઢતાં વશ નહિ, સુખ દેતાં પણ કશોજ કસ નહિ;
અંધારી બાંધીને, તન તેલ કાઢીઉં રે. પ્રભુ. ૨

ચક્કી ફરતાં સોકો ત્રુઠે, જરા ઠરે તો સરવે રૂઠે;
ઉમ્મર ભર ખેંચતાં ન થયું, અજવાળીઉં રે. પ્રભુ. ૩

લાખ કમાશો દામ હમારા, (કહે) કરોડમાં પણ નથી તમારા;
કરવા પરમારથમાં મીડું વાળવું રે. પ્રભુ. ૪

જન્મ વ્યાધિ મરણોના ભારી, દુઃખો ખમવાં કા'રી કા'રી;
સગું સ્નેહિ મીત્ર સો, જુઠું જાણીઉં રે. પ્રભુ. ૫

છોડને સ્વારથી સગપણુ તારૂં, શીદને કહે છે મારૂં મારૂં;
પરમાસ્થ કર સારૂં, દીલમાં ધારીઉરે. પ્રભુ. ૬
નીછા રહેને ન્યારો ન્યારો, વૃથા જશે કીંમતી જન્મારો;
કિતાર તારો ભારો, તન તતડાવીઉરે. પ્રભુ. ૭

માથે કોપી રહ્યો છે કાળરે—રાહ.

જુઠી જુઠી જગતની જાળરે, વિશ્વપતિ સાચો છે;
કાયા કાયાનો નિશ્ચય કાળરે, ભરૂંશો કાચો છે. ૧

મારૂં મારૂં શું કરે મૂરખરે, સરવે જવાનું છે;
તારૂં તારૂં નથી તું પરખરે, અહીં રહેવાનું છે. ૨

સાથે આવશે પાપને પુન્યરે, લેખાં લખાયાં છે;
વાડી, ગાડી, લાડીને સુપુત્રરે, પડયાં રહેવાનાં છે. ૩

બાળ ગયું, યૌવન જાશે તેમરે, મસ્ત શું તાણે છે;
બુઢ્ઢાપે તો બેઠાં મશાણુરે, કાજ શું થવાનું છે. ૪

કરવાનું તો કામ નથી કીધુંરે, મદમાં શું ફૂલ્યાં છે;
ન કરવાનું સરવ હોરિ લીધુંરે, પાપમાં ઝૂલ્યાં છે. ૫

ચેતો ચેતો હજી ચેતાવુંરે, કાળ બહુ પાસે છે;
ન ચેતો તો ખૂબ પસ્તાશોરે, જમતો વાંસે છે. ૬

મોટાં મોટાં મૂકીને ગયાં માલરે, નજરે તેં જોયું છે;
પડી રહ્યાં તેનાં તાન તાલરે, રત્ન જડયું ખોયું છે. ૭

જાણી લાગી નિછાબાઇ લેહરે, પ્રભુ તો દયાળુ છે;
ન્યાય આપે થશે લીલાલ્હેરરે, અંતે પેખવાનું છે. ૮

---

## ભક્તાનુભવ.

લાગે આ દુષ્ટ દુનયાદારી, ઉપાડી દુઃખ તણી ભારી—ટેક.

હરનીશ મારૂં મારૂં સમજી, ધન કાજે ધાયો.;
ભવસાગરમાં મથન કરીને, વિષ વારી નાહ્યો,
માંદગી આવી તને ભારી, સમજથી લાગ્યો જખમ કહારી. લાગે.૧

સત્યે ચાલતાં સંકટ સરવે, વેઠવા આવી વારી,
સગાંસબંધીને સાલ રૂપ, હું લાગ્યો દુરાચારી;
છુટવા ખોળી બહુ બારી, નિરાશામાં ડુબ્યો ભારી. લાગે. ૨

ભાઈબંધને અન્ય જનો, સૌ કરે બહુ બકવારી,
ગામ ઠામે અળખામણો લાગ્યો, થઇ ગયો લાચારી;
ભયતો લાગ્યો મને ભારી, માંડી મેં કરવા લવારી. લાગે. ૩

મન બળ ખુટતાં ગાંડો ગણાયો, હામ ન મળી સારી,
તનબળ ધનબળ જાતાં સ્ત્રીએ, તોડી એક તારી;
જણાવ્યું પતી મારો જારી, વેઠવો કેમ એ દુઃખકારી. લાગે. ૪

આવી દુનીઆં દીવાની દેખી, સમજ લીધી સારી,
અસત્યમાં સત્ય નવ ચાલે, ટકે ન દીલદારી;
નીછો નીરખી ન થયો પાજી, રમ્યોરે પ્રભુ સુખની બાજી. લાગે.૫

---

## ( ભક્ત ધીરજધર. )

### રાહ-હરીગીત.

ફીકર ના કર ફકીર સુત સમજુ છતાં મન માંહિરે;
ફીકર તારી રાખે છે, દયાળુ દેવા આંહિરે.
અનુકૂળતા માગ્યા પ્રમાણે, આપી તુજને ઈશ્વરે;
શા માટ તું અકળાય છે, વિશ્વાસ રાખની પ્રભુપરે. ૧

માગ્યા પ્રમાણે તેજ વખતે, આપીઉં ઘર સૂત્રરે;
સંસાર સાર લઇને સુધર્યો, જોઈ પુત્ર કળત્રરે.
ધન ધામને ઓદ્ધા અધિકારો, મળ્યાં તુજને ખરે;
શા માટતું અકળાય છે, વિશ્વાસ રાખની પ્રભુપરે. ૨

શુભેચ્છાથી સાંપડેલુ, દાદે પ્રેમે આપીઉં,
અવર ભાંડુ સાથમાં, તુજ નામને શોભાવિયું;
લોભથી તું હંભી થઈ, દગાળા તુરંગ મનધરે,
શા માટ તું અકળાય છે, વિશ્વાસ રાખની પ્રભુપરે. ૩

સરખાવ તારા સમજનોને, ભાગ્યશાળી કોણ છે,
પાંચ કે પચાસ વરસે, ન મળે તે હોંણુ છે;
કાળ કેરી ફાળમાંથી, બચવા બનતું કર અરે,
શા માટ તું અકળાય છે, **વિશ્વાસ રાખની પ્રભુપરે.** ૪

દગાળો થાશે દીલમાં, તે જાણશે જગનો ધણી,
ભક્તિની જુક્તિ ભૂલતાં, ખોઈ દેશેરે પારસમણી;
જીતેલી બાજી હારતાં જખ મારશે જીવતો અરે,
શા માટ તું અકળાય છે, **વિશ્વાસ રાખની પ્રભુપરે.** ૫

દુશ્મનો દેખાય છે તે, મીત્ર રૂપે જાણિને,
મદદ તારા કામમાં, પ્રેમે કરે છે પ્રમાણિને;
મિત્રો સગાં સૌ માથે ખેંચે, જોને શત્રુ કોણ છે,
શા માટ તું અકળાય છે, **વિશ્વાસ રાખની પ્રભુપરે.** ૬

**નીછા** નગુરા ન થવું, મન વચન કર્મેરે થકી,
છાતી ચલાવી ચાલ, આગે ફતેહ તો મળશે નકી;
ભાતુ વસ્ત્રો આબરૂ, પ્રભુના સુકર્મે સાંપડે,
ઈશ ભક્ત શીદ અકળાય છે, **વિશ્વાસ રાખની પ્રભુપરે** ૭

---

## પ્રભુનું અસ્તિત્વ.

મુરખ મન શું વિચારે રે, પ્રભુ તો સ્થળે સ્થળે રહેછે. ટેક
ગર્ભ ગોળમાં બિંદુ પડે છે, પાંચ માસે માંહે જીવ પડે છે,

નવ માસ તેનું પોષણ કરે છે, બ્હાર નીકળતાં દૂધ ધરેછે,
સઘળી કૃતિ કોણ કરે. મુરખ. ૧
ધરામાંહે તું બીજ ધરે છે, ઉગાડીને કોણ મોટું કરે છે,
ખાવા પિવાને કોણ ધરે છે, તીડ વૃષ્ટિના કોપ હરે છે;
સઘળી કૃતિ કોણ કરે. મુરખ. ૨
પહાડ ઝાઠ તે કોણે કરીઆં, નદી નાળાં શું પોતેજ બનીઆં
જળના સાગરો મેળેજ ઠરીઆ ? તુજકાજે મીઠાં જળ ભરીઆં
સઘળી કૃતિ કોણ કરે. મુરખ. ૩
દીનકર દીવો ઝગઝગે કેવો, વધુ તપે તો નાશક એવો,
રાતે ચંદ્રનો દીવો છે કેવો, તારા મંડળમાં જોને પૂછડીઓ,
સઘળી કૃતિ કોણ કરે. મુરખ. ૪
શ્વાસ જીવોને લેવા કાજે, જીવાડવાને જગના રાજે,
હવા ભરી અદષ્યાકાશે, જો ન મળે તો મરે ગભરાટે
સઘળી કૃતિ કોણ કરે. મુરખ. ૫
જીવોમાં ઉત્તમ દેહ કીધી, મનુષ્યોને વળી વાચા દીધી,
જ્ઞાન દાનથી અમુલ્ય કીધી, મુક્તિ મેળવવા જુક્તિ દીધી;
સઘળી કૃતિ કોણ કરે. મુરખ. ૬
એહ નિરંજનાકાર વિનાનો, સાકારે થાશે પાર વિનાનો,
ઘટ ઘટ વ્યાપીને રહેવાનો, ખાલી નથી જગમાં પણ છાનો
સઘળી કૃતિ કોણ કરે. મુરખ. ૭

નિછાભાઈના હ્રદે રહેનારો, પાપી હ્રદયથી દૂર ખસનારો,
ભક્તોને આધિન થનારો, વ્હાલો નથી કોને ઠગનારો,
સઘળી કૃતિ કોણ કરે.-મુરખ. ૮

---

રખેવાળ થાશે મારોરામ-એ રાહ.

પ્રભુ કરે છે રૂડાં કામ, તમે કોઇ દોષ ન દેશોરે-પ્રભુ. ટેક.
શુભાશુભ કર્મે ફળ, તેહેવાંજ મળશે રે; (૨)
નિરાશ થવાનું નહિ કામ, તમે કોઇ- પ્રભુ. ૧
અશુભ ત્યાગીને તમે, શુભ માર્ગે સંચરોરે; (૨)
ધરો પછી હૈયાં માંહે હામ,-તમે કોઈ- પ્રભુ. ૨
પ્રભુના ધામે આ, દુનીઆના દ્રવ્યો રે; (૨)
એકે ન આવે તને કામ,-તમે કોઇ- પ્રભુ. ૩
માતને તાત સુત, સુતા સહોદર રે; (૨)
મૂકીને જાશો નવે ધામ,-તમે કોઇ- પ્રભુ. ૪
આ લોકથી પરલોકે પધારવા રે; (૨)
વટાવી લોની ધનધાન,-તમે કોઇ- પ્રભુ. ૫
સત્સંગે રહીને વહાલાં, સરવે મેળવશો રે; (૨)
એ છે ઠરવાનું સારૂં ઠામ,-તમે કોઈ- પ્રભુ. ૬
દાસ નિછાભાઈ, રહે છે ઉમંગે રે; (૨)
કડવું કહેવું શાને કામ,-તમે કોઈ- પ્રભુ. ૭

---

અદીતાઇ પળમાં વાળી જાય છે—એ રાહ.

ધરાએ ધણીનું ધાર્યું થાય છે; બંધુઓ, ધરાએ,
પુરષાર્થો કારણ મનાય છે, બંધુઓ, ધરાએ.— ટેક.
સારૂં કે નરસું સ્વકર્મે બને છે; (૨)
નીમિત્તમાં બીજાં લેખાય છે,— બંધુઓ ૧
મંજારી બચ્ચાં બચ્ચાં કેવી રીતે; (૨)
કુંભારથી કેમ બચાવાય છે,— બંધુઓ ૨
કપોત કપોતની બે બાજુ સંકટમાં; (૨)
અન્યથી તે કેમ ઉગારાય છે,— બંધુઓ ૩
કાચબાને કાચબીના હાખલાથી દેખશો; (૨)
વિશ્વાસે વિશ્વંભર સા'ય થાય છે,— બંધુઓ ૪
ગજને મગરથી મુકાવી બચાવ્યો; (૨)
પ્રાર્થના સરવની સુણાય છે,— બંધુઓ. ૫
સારાં કે માઠાં કરમે તેવાંજ ફળ; (૨)
અક્ષરો જે લેખાં લખાય છે,— બંધુઓ. ૬
ધીરજાદિ દશ રાખો, ક્રોધાદિ દશે ત્યાગો; (૨)
જાણે તો સંસાર તરાય છે,— બંધુઓ ૭.
સુખ દુઃખ આપવાનું કોય નથી આપણું; (૨)
બીજાના નાથથી કરાય છે,— બંધુઓ. ૮

## રાગ—ધનાશ્રી.

અચળ રાખો વિશ્વાસ, પ્રભુપરે અચળ રાખો વિશ્વાસ.
થાશો ન કદાપિ નિરાશ, પ્રભુપરે-ટેક.
પ્રભુના થઇને નીરખો પ્રભુના; (૨)
આપો ન કોઇને ત્રાસ.- પ્રભુપરે. ૧
વાવેલું લણશે પોતપોતાનું; (૨)
શા માટે રહો છો ઉદાસ.- પ્રભુપરે. ૨
માત તાત સ્ત્રી સગાં સહોદર; (૨)
જશે ન કોઈ કોની સાથ.- પ્રભુપરે. ૩
હસ્તીને ઘોડા માલ ખજાના; (૨)
દામ ન આપે હાંમ ખાસ.- પ્રભુપરે ૪
ગાડી વાડી :તને કામ ન આવે; (૨)
પ્રભુ પ્રેમમાં છે મિઠાસ- પ્રભુપરે ૫
શત્રુ છો પોતેને મિત્ર છો પોતે; (૨)
ટાળલું તારી કચાસ.- પ્રભુપરે. ૬
કર સેવા સૌ સાચા હૃદયે; (૨)
અંતર રાખી ઉલ્લાસ.- પ્રભુપરે. ૭
સત્સંગ રાખી સત્ મારગે ચાલો; (૨)
તો ઇચ્છા પૂરે ભક્ત દાસ.— પ્રભુપરે. ૮

### જીવ તું શીદને ચિન્તા ધરે—એ રાહ.

મનતું મેળવ આતમજ્ઞાન, તને વળશે સારી શાન્ત— ટેક.
ફરશે સવળું ને અવળું થાશે, તેથી પડશે ભ્રાંત,
અવળું સવળું થાતાં પ્રશ્ન, કરજે તું એકાન્ત— મનતું. ૧
જગમાં જોઇએ જેજે કાળે, આપે આપણો કાન્ત,
આધિ વ્યાધિ, ઉપાધિ ભેળી, આલે થાય કલ્પાંત—મનતું. ૨
જગ ભય સાગરને દેખાડે, સુખ સાગર ભગવાન,
એ ભય સાગરે ભક્તિ નાવથી, તારે કૃપાનિધાન—મનતું. ૩
લવણને સાકર તુલ્ય દેખાડે, ભુલા પડેરે મહાન્ત;
જોત પ્રકાશતાં બ્હાવરા બનીને, પઢતા વેદ કુરાન—મનતું ૪
આભા મંડળમાં તારા જેટલા, શત્રુ હોય બળવાન;
કૃપા કરે કરૂણાસાગરતો, હોયે તે હલવાન— મનતું. ૫
સાચું ખોટું સારૂં નબળું, વેઠતાં આવે ભાન;
વેઠવા વ્હાલો આપે ત્યારે, થાય શા માટે હેરાન—મનતું. ૬
આતમજ્ઞાન **ગીતા ભાગવતમાં**, લો થઇને સાવધાન;
ભરૂષો ભૂધરનો નવ છોડી, બને ન **નીછો** બેભાન—મનતું. ૭

---

### [જીવ મનને કહે છે]

(ઉધારની રાહ.)

મન તારી આ શી રીત, જોઇ મેં તો તારી પ્રીત;
**હળતું ચેહીશે વારવાર, તેથી સુજને કરશે ખ્વાર.** ૧

સ્થીર થાતું નહી કો ઠામ, રખડાવે છે ગામોગામ,
ચિત્ત ચળાવે નહિ સાર, મુજને મરાવે છે માર. ૨
પેખ્યો કાર્યમાં નવ સાર, ગણાવે છે તુંરે ગમાર;
બીગડયા મુજ તણા તો હાલ, આજ છોડી પકડી કાલ. ૩
ભરૂંષે રહ્યો હું આંહિ, મારૂં વળીઉં નાહીં કાંઇ,
આશા ભંગ થઇ ગઇ હામ, હવે મુકું તુજપર મામ. ૪
બેસી જાતું હૃદય મોઝાર, થૈજા તું તે સ્થળમા ઠાર;
કરવા દેતું મુજને કામ, પાછી આવે મારી હામ. ૫
મારે જાવું લાંબી વાટ, તું ઉતારે ઘાટે ઘાટ;
પ્હોંચી નહીં શકું હું ક્યાંહિં, રે'શે મન્નની મન માંહે ૬
ઘણીની ગઇ મુજપર ધીર, તો તો બગડયું સરવે હીર;
મારાં ઉતારે તે ચીર, દેહ વહેવરાવે નીર. ૭
રમતમાં ગુમાવ્યો કાળ, મોસમ વીતે ન મળે ફાલ;
ખોઈ દઇને આવો તાલ, થાવું નહિ કદીરે ન્યાલ. ૮
નીછા કરની સારાં કામ, છોડી જર જમીનની હામ;
જોરૂ નાવે સાથે કામ, તે તો રહે ઠામના ઠામ. ૯

---

મોટાઓના મોટાનો વસીલો છે હમારેરે—રાહ.

દુનીઆ માને છે મોટા, તેમાં ઘણા ખોટારે;
ઠરશે ન્યાયાસન આગળ જેના નહિ જોટારે.— દુનીઆ૦
મોટા ઠરવાને કાજે, કામો કરે કુડાંરે; (૨)

ધૂળ નાંખી આંખઆંને અહાવે તે કૂશ્રાંરે;- દુનીઆ ૧
ઉપરના ભભકાથી સરવેને આંજેરે; (૨)
હૃદય મલીન તેને, કહાપી ન માંજેરે- દુનીઆ ૨
તનની સફાઈ કરે, મનની તો સાથેરે; (૨)
મનની મોટાઇ વડે, મુકે ભારો માથેરે- દુનીઆ. ૩
ગરીબોની હાજ હાજ, ધ્યાનમાં ન ધારેરે; (૨)
મૂરખા બોલાઓ ફેરી, અફળ કરે હાથેરે.- દુનીઆ ૪
વાડી રાખી ગાડી રાખે, ઘોડાઓના જોટારે; (૨)
લાડીને બેસાડી સંગે, માણે એકસપેશારે- દુનીઆ ૫
ઉજળા ઉપર દીસે, હૃદયે તો કાળારે; (૨)
નીહાળ્યા પ્રભુની સંગે, ચાલશે ન ચાળારે- દુનીઆ ૬

---

વરસાદ રામ પાણી-રાહ.

અરે શું રાખો છો મોહ મમતા.
શાણાઓ રાખજો સમતારે. શું રાખો છો-ટેક.
ક્ષણ ક્ષણ આપી સુબુદ્ધિ પ્રભુએ,
પળ પળ મુકયાં નહિ પડતાંરે. શું રાખો છો. ૧
તોએ ન સમજ્યાં સહમતી લાવી,
માગી રહ્યાં [illegible] [illegible]. શું રાખો છો. ૨
જીવન ન હારો આમીરાં ન આવ્યો,
એથી તો નપે છે સરળતારે. શું રાખો છો. ૩

ઘાટ રચે પ્રભુ સહાય થવાને,
સમજી રહો નહીં ડરતારે. શું રાખો છો ૪
ફરજ બજાવવે પાછા ન હઠતાં,
વધતા રહોની આથડતારે. શું રાખો છો ૫
દાસ નીછાભાઈ પ્રભુનીરે લીલા,
સમજીને કદી ન બબડતારે. શું રાખો છો ૬

---

## દેહ જીવને કહે છે.

મુરખ તું શીદને કહે મારી, કરવી મેલ હવે લવારી.
નથી હું તારી, નથી હું સારી, કરવી મેલ હવે લવારી. ટેક
થઈ નથી થવાની નથી, હું કોઇની આશા મેલ,
પાછળથી પસ્તાવો થાશે, જ્યારે ચાલે રેલમરેલ. મુરખ ૧
જેની છું તેનીરે પાસે, જઈશ નક્કી તું જાણ્ય;
કોલ આપણો પૂરો થાશે, રહીશ નહિ નિરવાણ. મુરખ ૨
ભાડાનું ઘર આટોપીને, માલીક બનવા જાય;
દુનીઆમાંહે તે મુરખની ભારે ફજેતી થાય. મુરખ ૩
સંગ થયો લેણદેણ સંબંધે, કરશે ભલાઇના કામ,
છુટતાં દીલગીર થાવું છોડી, રાખજે ભારે હામ. મુરખ ૪
મેં અગણીત કર્યા પતીએ, હું અગણીતનો યાર,
સમજ વિના શા માટે પ્યાર, નાહક થાય ખુવાર. મુરખ ૫
સાક્ષી આપણો જુએ છે નિત્યે, પતિમ પાંચુધાર;
ફકીર સુત નીછાનો કાગળ, ધરશે પિતાને દ્વાર. મુરખ ૬

ગુજારે જે શીરે તારે—એ રાહ.

શરણુ બળ રાખીને પ્યારા, જીવન તારૂં વહેવા દે જે;
ફીકરને ફકીરી દઇને, સદા આનંદમાં રહેજે. ૧

મુખાગ્રે મૂકશે જે જે, ખાવાની સર્વ તે ચીજો;
નસારી કે નઠારી તું, કદાપિ વાણિથી કહેજે. ૨

પિતાના બાળકો સરવે, પ્રીતિના પાત્ર તો તે છે;
સમયપર આપે તે નિત્યે, ગણીને સ્વાદથી લે જે. ૩

અનુભવવા અનેક ચીજો, દેખાડે છે તે તુજ દષ્ટે,
અનુભવ લૈને સારાસાર, મહા મસ્તાન તું રહેજે. ૪

દુનીઆમાં કદાપિ દુઃખ, આપે બાપ જો પ્રીતે;
જરૂરી સમજીને તેને ભોગવજે શાન્ત મન ચિત્તે. ૫

કદાપિ સુખતણી બાજી, ચઢે હાથે તારા કર્મે;
ભોગવતાં રાજી થઇને તું, ભમાતો ના તેના ભરમે. ૬

ક્ષણીક તે બાજીઓ આવે, વાદીગર ખેલના જેવી;
ખેલીને હર્ષ શોકેના, નીમગ્ન મન થવા દે જે. ૭

પ્રભુની ભવ્ય લીલાના, અનેક પરચા નજર આવે;
તદાપિ તેને જઈ ભુલી, હુંપદ વ્હોરી નહી લે જે. ૮

નીછો ઉપદેશ શું આપે જગત કીંકર થઈ રહે છે;
જગત કીંકર પ્રભુ કીંકર, તફાવત ના ગણી લે જે. ૯

રાહ ગજલ.

હું શું શું જોઉં ને રોઉં, મરે છે આ દુનીયા
જીતેલી બાજી શીદ ખોઉં, ભલે મરે દુનીઆ ટેક.
નસીબ ભોગવવા જીવ, આ જગમાં આવ્યો,
નઠારૂં નવું બાંધી લઇ, જન્મ ગુમાવ્યો. હું શું શું ૧
આવ્યો ત્યારે તો ભાન, રાખી વ્રતો પાળ્યાં,
મોહબત માયાથી થાતાં, મારગો ભુલાવ્યા. હું શું શું ૨
હુંપદ ખોટું ધરીને, હાલ્યો અવળી વાટે,
પાર ન પામ્યો તોએ, ભાર વહે છે ઉચાટે. હું શું શું ૩
લાગી કુસંગત તુંને, છેક નકામી બુરી,
થવામાં જરાએ બુરી, ન રહી કંઇ અધુરી. હું શું શું ૪
વહે છે જીવો ક્ષણીક સુખથી ભવસાગર માંહી,
ડુંગર દુઃખના દેખીને પણ, શરણ ગ્રહે નાહી. હું શું શું ૫
નીછા પોકાર કરે છે શીદ, ઇચ્છાવિણ ઝાઝા,
લક્ષ્મીના કાન્તને મળવામાં, નહી કાંઇ માઝા. હું શું શું ૬

---

[ સંસારમાં જ્ઞાન સાથે વિરાગની જરૂર છે. ]

શ્યામ ચરણ સ્મરણ મિત્ર—રાહ.

સુણની શાણા મિત્ર તને, કહું છું વાત સારી;
અનુભવ્યું આનંદે મેં તો, લાગ્યો જખમ કુહારી, સુણની. ટેક.
જ્ઞાને ગયો ગામમાં, વિરાગ વિણ હું તો,

શોજમઝા ઝાંખીને, નિરાંત વાળી સૂતો;- સુણુની. ૧
કારમી અન્નમણી મોકલે, ઘણેરી માઠાણી,
નાત પર નાતમાં વહે ચી, ભલેરી વાહાણી;- સુણુની. ૨
ભિજળી વસ્તુઓ પેખી, દૂધ સમી માની,
બિકાળી ઝેરીલી છતાં, માની ન કેરાની;- સુણુની. ૩
દેખાતી અડગ ભલેરી, ડગડગે હવાળી,
ઢોંગી ઢંગ હાખવતી, ભીતરે સોપાળી;- સુણુની. ૪
ઘરમાં કે નાતમાં, સાકર બિષ વાળી,
જગતના આણુને, જફર હરનારી;- સુણુની. ૫
યોગી મછંદરનાથ, ફસાયા જેમાં,
શિષ્ય ગોરખે બચાવી, આણીઆતા રહેમાં;- સુણુની. ૬
જે બને વિરાગ બિણુ, જ્ઞાની એક પોતે,
બગલે નાહક સદા, ફાહ્ગુનીની બોલે;- સુણુની. ૭
છે સહુ સંસારમાં, અરણુયે નથી કાંઈ,
શીખવાનું શીખી નીસરા, રસની મન માંહી; સુણુની. ૮

---

આપે કાપી રહ્યો છે કાળજે—એ રાહ.

જાગ જાગે તો હુંજી જગાડું રે; શાન્તિ તને કેમ થાશે.
માગ માગે તો દીપા દેખાડું રે; શાન્તિ તને તેમ થાશે. ૧
કાલ કાલના કરીશ બહેન ભાઈરે; „ કેમ „
આજ સુધીની જોને કમાઈ રે; „ તેમ „ ૨

સરખાવુ તું તારૂં તપાસરે; ,, કેમ ,,
ખોટ જણાયે તુરતજ નાશરે; ,, તેમ ,, ૩
જશ મળશે ન જગમાં જરાયરે; ,, કેમ ,,
ભજન કરતાં તો દીલ ઉભરાયરે; ,, તેમ ,, ૪
જનમીઉં તે જાય એમ જાણુરે; ,, કેમ ,,
મોટા નાનાં ગયા તે યાદ આણુરે; ,, તેમ ,, ૫
છપ્પન પર ભુંગળો જેની વાગીરે; ,, કેમ ,,
જોતાં જણાશે તૃષ્ણા ન ત્યાગીરે; ,, તેમ ,, ૬
અંતકાળે પસ્તાયા ભરી પેટરે; ,, કેમ ,,
અશાન્તે ન પ્હોંચાયુ ઠેઠરે; ,, તેમ ,, ૭
નીછા સંતોષે રહી કાળ સાધરે; ,, કેમ ,,
પરમારથે આવે ન બાધરે; ,, તેમ ,, ૮

---

રાધા કૃષ્ણ વિના બીજું બોલવાં-રાહ.

માયા છોડતાં આવતી અડચણ,
માયા છોડતાં લાગશે ભડકો,
ન છોડે ભોગવે ભારે તડકોરે, માયા. ૧
માતા છે મોટી, બેટી મારી છોટી,
લડે જુવાનીઓ લડકોરે, માયા. ૨
વ્હાલી પ્રેમદા વ્હાલ ન કરેને.
બ્હેન બનેવી કરે ઝડકોરે, માયા. ૩
ભાઈ ભોજાઇને સગાંસંબંધી,

વાત સુણી કરે ટણુકોરે, માયા. ૪
સમજ પડી નિરંજન કેરી,
માયા ખેંચાઈ રેલ ખળકોરે, માયા. ૫
સર્વ જીવો સગાં સ્નેહી ગણીને,
દીવો સળગાવો દીલકોરે, માયા. ૬
નીછાના કાન્તને નીરખો નીરાંતે,
પ્રેમની દોરી બાંધી પરખોરે, માયા. ૭



## રાગ દાંડી.

જ્ઞાન દ્રવ્ય મેળવ્યું, તેણે સર્વોત્તમ સ્વાર્થ સાધ્યો.
આવ્યો શા માટ તે વિચાર ક્યારે કીધો,
ગર્ભ વાસે રહી કોલ શું તેં દીધો;
કાલા વાલા જીવ કીધા હતા ભારી,
બ્હાર આવવાની આપી તુને બારી. ૧
તપધારી હતો ઉદર માંહે જ્યારે,
જઠર અગ્નિ જવાળે જળતો હતો ત્યારે;
મળ મુત્ર નર્ક વેદના સંભારી,
શોધ મટવા જન્મ મરણ તણી બારી. ૨
બાળપણું તેં રમત ગમતે ખોયું,
યુવા ગુમાવ્યું યુવતી મન મોહ્યું;
વૃદ્ધ આવ્યું તોએ જાગ્યો નહિ જારી,

નોટીસ મોતનીરે આવી થઈ ખુવારી. ૩
શીખ દેશે હામ રહેશે **ગીતા** ગાની,
ભણી **ભાગવત** દયાળુ ભલો થાની;
મોહ છોડી દ્રોહ તોડી જ્ઞાન સ્હાની,
**નીછા** ભક્ત કાંત મળવા થા સ્વમાની. ૪

---

**મન માને નહિ, સો ફેરા સમજાવું તોય શું થાય. એ રાહ.**
અજ્ઞાની જનો, અંધારે હડસેલા શીદને ખાઓ.
દીલ દીવો કરો, જ્ઞાની જનો સંગે સત્સંગી થાઓ. ટેક.
સંતોના શબ્દો સહન કરો,
માનેલુ મોટપ દૂર કરો,
કુટેવો નકામી શીદને ધરો; અજ્ઞાની જનો. ૧
સાચું નહિ સ્થિર કંઈ માનો,
માયાથી ભેદ રહ્યો છાનો,
મમતાથી બનો છો શું હેવાનો; અજ્ઞાની જનો. ૨
શા માટે ધરો આશા પરની,
કદી ખાઓ નહીંરે ઘરઘરની,
સ્હાય મળશે તમોને રઘુવરની; અજ્ઞાની જનો. ૩
જગ ઠગ સ્વારથી છે પીછાનો,
સવારથ સુધી કરે બીછાનો,
નિસ્વારથ બોલ છે **નીછાનો**. અજ્ઞાની જનો. ૪

## પ્રમાણિકા. છંદ. ( નીતિ )

પ્રભુ હવે સુસાથમાં, સ્તવીશ ભાત ભાતમાં,
ભજીશ દિન રાતમાં, ઉઠી વળી પ્રભાતમાં. ૧
રટીશ રામ નામને, પછી ધરીશ કામને,
દઈ દયાથી દામને, હરિની રાખી હામને. ૨
સુપેખી ઉપકારરે, મને થઇ સવારરે,
અપંગ દુઃખ દેખિને, પડે મનેજ લેખિને. ૩
દયા દિલે જગાવીને, પ્રભુ મને તો ભાવિને,
વ્યસનો દૂરગાવીને, વશેલા દાસ આપિને. ૪
જુઠું કદી ન બોલવું, સાચેરૂ સંધુ તોળવું,
દુઃખોથી તો નહી ડરૂં, ન કોઇને કરો ધરૂં. ૫
ધીરજ નવ છોડવી, પ્રભુ સુપ્રીત જોડવી,
વિવેક વિત્ત જોડવું, કુપંથમાં ન તોડવું. ૬
ક્ષણે ક્ષમાજ આપવી, ન શક્તિ કોની માપવી,
સમાન ભાવ રાખવો, સઉને પ્રેમ દાખવો, ૭
સહાય સર્વ આપવી, મતી કુસર્વ કાપવી,
સુસર્વ વાત સ્થાપવી, હૃદે પચાવી રાખવી. ૮
અહેમ રૂપ બાઇને, બિહાર બાંહિ સાહિને,
કુસંપને રજા દઈ, સુસંપની મજા લઈ. ૯
સભક્ત રાજ તાજના, થજો સઉ સમાજના,
નિછા સુનેમ એમરે, રહો હૃદે સુપ્રેમરે. ૧૦

## રાગ-ભેરવી.

( આત્મા તે કયાંસેં આયો, કરીશે વિચાર-રાહ. )

પ્રભુજીની પ્રીતિ માટે, સેવજો એકાંત,
સેવશો એકાંત, તેથી મન રહેશે શાન્ત. પ્રભુજી. ટેક.

### શાખી.

પૂર્વ કર્મ પ્રાધાન્યથી, સુખ દુઃખ મળશે આંહી;
નવાં કર્મ શુભ આચરી, ગભરાવું નહિ કાંઈ. પ્રભુજીની ૧
વ્રત અપવાસાદિ થકી, મનો નિગ્રહતો થાય;
નિત્ય દેવ દર્શન કરે, નિશ્ચે પાપ ધોવાય. પ્રભુજીની. ૨
મન બળનો આધાર છે, તન બળ ઉપર સાર,
તન બળ વધવા કારણે, વાપરો કરી વિચાર. પ્રભુજીની. ૩
જીવે છે જગમાં જેટલા, પરોપકારી જન જેહ;
સ્વારથીઆને જાણજો, મુડદાસમ છે તેહ. પ્રભુજીની. ૪
ધન ખરચી તન રક્ષજો, તન ખરચી રખો લાજ;
ખરચો પર કાજે ત્રણે, રક્ષે ગરીબ નવાજ. પ્રભુજીની. ૫
જાપ, ધુન, કીરતન થકી, શાન્તિ થશે ઘરમાંહ;
એ શાન્તિના રજકણો, દેહ મંદીરે ભરાય. પ્રભુજીની. ૬
ગીતા ભાગવતનાં જ્ઞાનથી, પૂરણ શાન્તિ પમાય,
નીછા સેવ નીત નીતનું, કે આનંદ ઉર ઉભરાય. પ્રભુજીની. ૭

---

## સૃષ્ટિ એક શાળા રૂપ છે.

( ગાડી આવી રે ગુજરાત–આ રાહે ગવાશે. )

શાળા બનાવી સૃષ્ટિ એક, પ્રભુએ તો શાળા બનાવી.
તેમાં વિધવિધ રાખ્યા વિવેક, ઉઘાડો ચળકતીરે ચાવી ટેક. (ભક્તિ)

### શાખીઓ.

શાળા શોભિતી છે ઘણી; માંહે રાગ રંગ અપાર,
(પ્રભુ) મહેતાજી છે મલપતો. ઉપશિક્ષકો છે હુશિયાર;
(મહાત્માઓ)

દ્વારે આવ્યાં ત્યાં સુધી, ઘરનું રહ્યું બધું ભાન,
જન મંડળમાં જઈ પડયાં, પરથમ થયાં હેરાન. પ્રભુએ. ૧
પહેલીથીરે સાતમી, ચોપડી શીખ્યાં સાર, (સપ્તભુવન)
ભણી ગણીને મેળવ્યો, મહેતાજીનો પ્યાર;
નીતિ ભણાવી અવનવી, શાસ્ત્ર શીખવ્યાં સાર,
ભુગોળ ખગોળને ખોળતાં, મળી વસ્તુ વળદાર. પ્રભુએ. ૨
(આત્મજ્ઞાન)

શાળામાં શીખતાં બધાં, સરખાં છોરે છેક,
નાનું મોટું કો નથી, નીરખો રાખી નેક;
અંધાદિક અપંગીઓ, રોગી માત્ર જીવ જેહ;
સુખી દુ:ખીને દેખતાં, સ્વજન ગણો તમે તેહ. પ્રભુએ. ૩
મહેતાજીની મરજીથી, કરવાં કામ તમામ;
ગુરૂ પિતા સમ સમજીને, પ્રેમ ધરો દિન જામ;

પ્રીતિ તમારી ઉતરશે, સર્વ સંગાતે એમ,
ભણી રહ્યાં તમે જાણજો, થયાં તે કુશળક્ષેમ-પ્રભુએ. ૪
આવાં બાળકને પિતા, ચાંપે છે ધરી વ્હાલ,
નઠોર, નિર્લજ, નફટને, રોજ મળે ફીટકાર,
શુભ કર્મિ થઈ સંચરો, દયાદાન પર પ્યાર,
આ શાળાની ચાવી છે, ભક્તિ મારગ નિરધાર-પ્રભુએ. ૫
શાસ્ત્ર સાર કીર્તન છે, કરજો તમે ધરી વ્હાલ,
મોટા નાના સૌ જીવો, થાશો તમેરે ન્યાલ;
આપો અધીકું પ્રેમથી, પેખો સૌને પ્રેમ,
ભક્ત કાન્તને પામીને, થાશોરે, કુશળક્ષેમ-પ્રભુએ. ૬

---

રાગ ગજલ.

મરણુનો ડર નથી મુજને, સબબ તેનો કહું તુજને;
જાયો જીવ જગમાંથી જાય, વખત આવે ન રહેવાય. ૧
નસીબને ભોગવી આંહિ, નવું બાંધ જાએ વાહિ;
નિયમ જાણી હું તો બીધો, મારગે ચાલીઓ સીધો. ૨
ભોગવું ગત થયલાં સુખદાયિ, નવાં નવ કરવાં દુઃખદાયિ;
જગે વ્યોમે વસેલો રે, નિરંજન નાથતો પોતે. ૩
**જીવે આડે રહેલો છે, વસ્તુ માત્રે વસેલો છે;**
**સરવમાં એ રહેલો છે, સરવ એમાં રહેલું છે.** ૪
જગા ખાલી નથી ક્યાંહિ, દેખું પેખું જ્યાંહિ જ્યાંહિ;

તથી લાગે સરવ એવાં, પિતાનાં બાળકો જેવાં. ૪
દુઃખે દુઃખી થવા રાજી, સુખે રમું હું રે આ બાજી;
ફરજ મારી અદા કરવા, જનમ લીધો જગે ફરવા. ૬

૨

આખર છે ખેલ સો ખોટો, ફૂટે પાણીનો પરપોટો;
કરે સૌ કામ તો પોતે; દેખાડે જાદુગર જોતે. ૭
કરૂં હું માને અજ્ઞાની, સકટ સહ ધ્યાન બેભાની;
પ્રેમી બન ન્યાયથી ચાલી, જનમ ખોશો નહિ ખાલી. ૮
દયા દીલ રાખીને ફરજે, ક્ષમા ખીજ્યા વિના કરજે;
સ્હેવું પણ દુખના દેવું, ધીરજ ઢાલે સદા રહેવું. ૯
વિચારો એમ કે ભાઈ, આવ્યા શું કરવા કમાઈ;
તમે શાન્તિ આપો સૌને, જગે ઠારો જીવો બહુને. ૧૦
તનાદિ ત્રણે સાધને, જમા કર છોડી બાધોને;
પુરવ ઉધાર બાજુના, ભોગવવાં સરવે ખુશીમાં. ૧૧
દીલે દીલગીર નહિ થાવું, કુકર્મે રે ન લોભાવું;
થએલાંની ક્ષમા ચાહી, નવાં નહીં બાંધશો આંહી. ૧૨
રે'હેવું આ રીતથી જગમાં, શાન્તિ તમ રહેશેરે તનમાં;
નીડર નીક્ષો કહે તુજને, મરણનો ડર નથી મુજને ૧૩

---

## સેવા ભક્તિ.

### પદ.

મ્હારા પ્રભુજીને માટે હું ચંદન ઘસું. (૨)
ચંદન ઘસું અને હૃદયે વસું;—મ્હારા. ટેક.
ઘઉંલા કપુરને કેસર નાખી, કપુરકાચલી ઉપર ઘસું. મ્હારા ૧
પારિજાતકના ફુલ મંગાવી, દીંટાં તોડી સુખડથી પીસું. મ્હારા ૨
અગર કસ્તુરી ઉપર મેલાવું એહેક બેહકે તેથીરે હસું. મ્હારા. ૩
ભાવે કરૂં તીલક રઘુવરને, અબીલ ગુલાલે લાડેપસું. મ્હારા. ૪
શણગાર સોળ પૂરા સજાવી, લાડલડાવે મારૂં દુઃખ ખસ્યું. મ્હારા ૫
ધૂપ દીપ નૈવેદ્ય ધરાવું, ઘંટના નાદે પ્રભુ મુખડું હસ્યું. મ્હારા ૬
નવધાભક્તિને વશછે તું વ્હાલો ફકીરસુતનો સ્વામી પ્રભુ. મ્હારા ૭

---

### રાગ કનરો.

સેવા હમારી સ્વિકારો હે દેવા, હમ મન છે એ મીઠામેવા. ટેક.
ધૂપ દીપ નૈવેદ્ય ધરાવી, ચંદન પુષ્પ સહ અર્પીએ દેવા. સેવા. ૧
તન મન ધન તમારૂં છે સ્વામી, કામમાં લઈએ જનસુખ દેવા. ૨
તારાં તનુજોની સેવા છે તારી, કરીએ સદા શાન્તિ સુખ લેવા. ૩
અન્ન વસ્ત્ર અને આબરૂ આપે, કારણ હમને ભક્તિ ભાગ દેવા. ૪
ઇચ્છા નથી ઉમદા વૈભવની, રાખ ચરણ પાસે વાસુદેવા. ૫
સંયમ કાળે ત્રિવેણીના સ્નાને, અંતર શૌચ કરે છે તું કેવા. ૬
ધારણા ધ્યાન સમાધિ કરાવી ઇચ્છા પૂરો શાન્તિ સુખ લેવા. ૭

---

### દાસપરે દયા લાવોરે—એ રાહ.

શરણાંગતોને નિભાવોરે—કૃપાળુ પીતા—શરણુગતોને. ટેક.
ભારી ભવસાગર મોજાં, આણે છે મુજને રોજાં;
ડુબીએ છે વ્હાલા તારો તારોરે—કૃપાળુ પીતા ૧
ગભરાઇએ છે નાથ આંહી, હમારા બે કર સાહી;
ભક્તિ નાવે લઇદો મુક્ત કિનારોરે—કૃપાળુ પીતા. ૨
તમારાં થઇને સહેશે, જગ દાખલો ખોટો લેશે;
સમજી શામળીઆ, આવો આવોરે—કૃપાળુ પીતા. ૩
આધિ વ્યાધિ ઉપાધિ પીડે, દાસો કેમ કરીને હીંડે,
જાણી જગપતી જરૂર જણાવો આરોરે—કૃપાળુ પીતા. ૪
ઉપાધિની જાળ તોડો, જીવ હમ તમમાં જોડો;
મુકો પુરવનો બોજ થોડો થોડોરે—કૃપાળુ પીતા. ૫
નીરાંતે ફરીએ હરીએ, વ્હાલાની સેવા કરીએ;
ભરીએ ભાતું હમ સંકટ નિવારોરે—કૃપાળુ પીતા. ૬
નીછાને તમ દૈવી ગુણો, આસુરીના સ્થાને પૂરો.
અધુરતા ટાળી કરો શુરો શુરોરે—કૃપાળુ પીતા. ૭

---

### પ્રાર્થના.

રાહ—નીત નીત ભજીએ તારૂં નામ.

વ્હાલું છે વ્હાલા તારૂંનામ, તારૂંનામ, તારૂંનામરે;
પ્રેમે સમરીએ હમે હૃદયે ધરી. ટેક.

પ્રપંચીક જાળમાંહે, ઉમર ગુમાવી એળે,
ન મળ્યું ઠરવાનું એકેઠામ એકેઠામ એકેઠામરે. પ્રેમે. ૧
સગાં સંબંધી સૌ, સ્વારથીઆં જાણીઆંરે;
નથી રહેતી હૈયાં માંહેહામ, માંહેહાંમ, માંહેહામરે. પ્રેમે. ૨
જન્મ્યું જવાનું સૌ, જાણ્યું જગતમાં તો;
મળેલાં રહે છે ધનધામ, ધનધામ, ધનધામરે. પ્રેમે. ૩
સંબંધી સરવે ધન, સુખના સગલાંરે;
દુઃખમાં બેલી તો એકરામ, એકરામ, એકરામરે. પ્રેમે. ૪
નીછા સમજીને શાને, ગણાય છે મુરખોરે;
ભજની શાન્તિથી સીતારામ, સીતારામ, સીતારામરે. પ્રેમે. ૫

---

## રાગ હોરી.

લગની લાગી તારે સંગ, પ્રભુ મારૂં ભાગ્ય ફર્યું છે,
પ્રીતિ બાઝી તારે સંગ, પ્રભુ મારૂં ભાગ્ય ફર્યું છે,
પ્રથમ લગની સંસારમાં લાગી, (૨)
ન રહ્યો ધડો ને કાંઇ ઢંગ પ્રભુ મારૂં. ૧
અનુભવે ઇચ્છા સદગુરૂનીરે પ્રગટી, (૨)
એમાં મળ્યોં સતસંગ. પ્રભુ મારૂં. ૨
આત્મિક ગુરૂએ આગળ વધારી, (૨)
દીધો પીંડ બ્રહ્માંડનો રંગ. પ્રભુ મારૂં. ૩
સ્તુતિ કે નિંદા, વળગે ન મુજને, (૨)

રહું છું મચ્યો સતસંગ. પ્રભુ માહે. ૪
સંસાર ભોગ ભોગવજો ખુશીથી, (૨)
પણ જોતાં જજો સાર સંગ. પ્રભુ માહે. ૫
કહે નિષ્કુળાનંદ રમો સતસંગે, (૨)
(તો)એ રંગ વાગશે તમ અંગ. પ્રભુ માહે. ૬

---

રાગ માઢ.

પ્રભુ અંતર જામી, ઘટઘટ ગામી, તમો છો દીન દયાળ.
સત્વે વિષ્ણુ સ્વામિ તમ શીવનામી, રજપ્રહ્મા ધામી,
એકના એક કૃપાળ. પ્રભુ. ટેક.

સચરાચર વ્યાપી આપ રહ્યા છો, ખાલી નથી એક સ્થળ,
જીવશીવ એકજ જાણ્યાં હશે તો, જોઈ રહ્યાં ટગમગ,
તારાં કામ છે ભારી, રીતો છે ન્યારી, પ્રીતિ તમારી,
એકના એક કૃપાળ, પ્રભુ. ૧

ધરા મધ્યે જોઉં શક્તિ તમારી, ઝાડ, પહાડ નદી કીધ,
આકાશે જોતાં અચરજી પામું, નક્ષત્રો સૂર્યાદિ કીધ,
જાણે ચંદ્રના દીવો, દીનકર જેવો, શોભતો કેવો,
એકના એક કૃપાળ. પ્રભુ. ૨

ગ્રહો મધ્યે એક પૃથ્વી બનાવી, તેમાં અવનવું કીધ,
અગણિત હસ્તને આંખો પસારી, સર્વની ખબર તે લીધ,

એવા પુરૂષ પુરાણી, શકયા ન જાણી, વેદની વાણી,
એકના એક કૃપાળ. પ્રભુ. ૩
દેવના દેવ છો આપ પિતાજી, શક્તિ તમારી ન ન્યુન,
ભક્તિની જુક્તિ ન જાણી હમે તો, મેળવશું પ્રભુ શુન્ય,
પ્રભુ નામ તમારૂં, ફકીર ગુલ પ્યારૂં, સોથી સારૂં,
એકના એક કૃપાળ. પ્રભુ. ૪

---

રાગ—નાટકી.

પ્રભુ તારી છબી પર જાઉં વારિ વારિ, (૨)
મોહક વસ્તુ દુનીઆ તણી નાંખુ ઓવારી. (૨)
છબી તારી રઢીઆળી, હમોને લાગે સારી, લાગેછે સોથી પ્યારી,
હાં, હાં, હાં, હારે. પ્રભુ. ૧
દર્શન દેજો પ્રભુજી હમને વારે વારે, (૨)
યાદ કરીએ સહુ મળીને ત્યારે ત્યારે, (૨)
મોર મુગટધારી, હારની બલીહારી, કાને કુંડળવાળી,
હાં, હાં, હાં, હારે. પ્રભુ. ૨
અવગુણો હમારા પ્રભુ માફ કરો, (૨)
સદ્‌ગુણોથી હમારાં દીલ ભરો, (૨)
શંખ ચક્રધારી, ગદા પદ્મ ધારી, ચતુર્ભુજ બલીહારી,
હાં, હાં, હાં, હારે. પ્રભુ. ૩
દીનાનાથ આપે જે આવનારી મને, (૨)

ખાઈ પીને ભજું છું એક તારે તને, (૨)
ભરૂંષો તારો ભારી, કવીઓ ગયા હારી, પ્રીત વ્રજ ધારી,
હાં, હાં, હાં, હાંરે. પ્રભુ. ૪
નિછાભાઇ સદાનો તારો દાસ થયો, (૨)
કામ, ક્રોધ લોભને મોહ ઓછો રહ્યો, (૨)
મદને નાખ મારી, મત્સરે છે ખુવારી, લીલા તારી પ્રસારી,
હાં, હાં, હાં, હાંરે. પ્રભુ. ૫

---

નંદલાલ નેડા લાગ્યો મને તારો—એ રાહ.

પ્રેમીલાલ પ્રેમ લાગ્યો છે મને પ્યારો,
ભક્તિ જુક્તિએ થાએ વધારોરે લાલા. પ્રેમી લાલ ૧
પ્રેમીલાલ નરસંઈ, પ્રહલાદ જેણે જાણ્યાં,
તારા પ્રેમે ન રહ્યા અજાણ્યાંરે લાલા. પ્રેમીલાલ ૨
પ્રેમીલાલ સંકટે કરી મીરાંને શુરી,
તેને રાખી નહી તેં અધુરીરે લાલા. પ્રેમીલાલ ૩
પ્રેમીલાલ પ્રેમે ખાધી વિદુર ભાજી,
હૃદયકમળે થયા રાજી રાજીરે લાલા, પ્રેમીલાલ ૪
પ્રેમીલાલ તાંદુલ આરોગ્યા સુદામા,
મીત્ર પ્રેમ દર્શાવ્યો દુનીઆમાંરે લાલા. પ્રેમીલાલ ૫
પ્રેમીલાલ પ્રેમે સવરીના બોર ચાખ્યાં,
પ્રેમી ભક્તોને નથી ઉવેખ્યાંરે લાલા. પ્રેમીલાલ ૬

પ્રેમીલાલ ગીતા ભાગવતે ભરેલો,
મનન કરતાં જણાશે રહેલોરે લાલા. પ્રેમીલાલ ૭
પ્રેમીલાલ ભક્તાધિન થઇને રહેનારો,
કોડ શુભો સદા પૂરનારોરે લાલા. પ્રેમીલાલ ૮
પ્રેમીલાલ પ્રેમીના હ્રદયે રહેનારો,
જુઠા ઢોંગીને સદ્ય હરનારોરે લાલા. પ્રેમીલાલ ૯
પ્રેમીલાલ **નીછાને** નિર્ભય તેં કીધો,
સ્વાદ ચખાડી સંસાર સાર દીધોરે લાલા. પ્રેમીલાલ ૧૦

---

સાર છે સાર છે સાર છેરે, સીતારામ રટણમાં સાર છે—એ રાહ.
થાય છે થાય છે થાય છે રે, પ્રભુ હવે પસ્તાવો થાય છે—ટેક.
માયાની જાળમાં જકડાઈ રહીને,
વખત વહ્યો વહ્યો જાય છેરે, પ્રભુ ૧
માતપીતા સુત દારા સહોદર,
દૈહિક સગાં મનાય છે રે. પ્રભુ. ૨
માયિક જીવો સ્વારથ અરથે,
સાચાં સગાં કહેવાય છે રે, પ્રભુ ૩
ધન, ધામ, ધારા પડયાં રહેશે,
સાથે ન કોઇથી લેવાય છે રે, પ્રભુ ૪
ભોગવી જોગવી જાણી લીધું મેં,
સ્વલ્પ સુખો છે સદાયતે રે પ્રભુ ૫

મનુષ્યનો જન્મ દેવને દુર્લભ,
મોક્ષનું સુખ પમાય છેરે, પ્રભુ. ૬
સંતોષે રહીને સાધશું તારા,
આત્મિક પીતા રહેવાય છેરે, પ્રભુ. ૭
શાન્તિનું સુખ હંમેશનું મળશે,
ત્રિવીધ તાપ ટળાય છેરે. પ્રભુ. ૮
નિછાભાઈના પ્યારાને સ્મરશું,
પ્યારે પસ્તાવો દૂર થાય છેરે, પ્રભુ. ૯

---

જે કોઇ પ્રેમ અંશ અવતરે—એ રાહ.

પ્રભુજી કરાવશે તે કરશું, અમૃતથી કૂપજ ભરશું–ટેક.
ભક્તિ નાવડીમાં બેશીને, તરાવશે તેમ તરશું;
નાથજી નાવિક સુકાને રહેતાં. કઈ પેરે હમે મરશું. પ્રભુજી ૧
આદિકાળથી દિવાની દુનીઆં, દિવાના કેમરે બનશું;
છાસમાં માખણ જાવા દઇને, કુવડ શાનેરે ઠરશું. પ્રભુજી ૨
નાવલીઆના સંગથી નિંદા, થાય તેથીરે ડરશું,
વ્હાલથી વ્હાલાને રૂદે ધારિને, ગમેતેમ તે કરશું. પ્રભુજી ૩
અન્ન વચનો ડર નથી અમને, ફીકર તેને છે ભયશું;
આબરૂ દોડે હમારી પાછળ, સાંચ સાભળની ગરજશું. પ્રભુજી ૪
પ્રીત ધરી પરમાનંદ ઉપર, (વળી) ધરિ તેના બાળકશું;
નિછાનો વ્હાલો મલપતોરે આવે, હૃદયકમળમાં ધરશું. પ્રભુજી. ૫

---

નામ બાળલગ્નનું તો બાળો—એ રાહ.

## [ શ્રીભાવે પ્રાર્થના. ]

પ્રભુ લાગે મને ભય ભારી.
રખેને તું મેલે વિસારીરે પ્રભુ ૧.

નાથ નિરંજન સ્તુતિ તમારી,
કરૂં છું હૃદયે ધારીરે; પ્રભુ ૨

અમૃત જેવા પણ વિષ છેવટે,
વિષય પંચોથી હારીરે; પ્રભુ ૩.

કામ ક્રોધ લોભ મોહ મદાદિક,
કરી રહ્યાં ભારે ખુવારીરે; પ્રભુ ૪.

ભુલવા જેટલા યત્ન કરૂં હું,
તારી કૃપા વિણ હારીરે; પ્રભુ ૫

જાણી પ્રભુજી તમારી મેં યુક્તિ,
મુક્તિના ધામે તેં વારીરે; પ્રભુ ૬

ભાઈ બ્હેનોનાં હ્રદયે તું શાન્તિ,
રેડ પ્રકાશ પ્રસારીરે; પ્રભુ ૭

સરવેના હ્રદયો શુદ્ધ કરીને,
નિદ્રા પતીપર જાઓ વારીરે પ્રભુ ૮



## પ્રાર્થના.

રાગ ચોપાઇ.

પ્રભુ અરજ શુણોરે હમારી, પ્રાથના હૃદયે તુજધારી.
નાથ નિરંજન નિરાકાર દેવા, કરીએ સત્સંગમાં તુજ સેવા.
અનેક રૂપે વ્યાપિ તું રહે છે, જળે સ્થળે સદાએ જુએ છે.
જગમાં કાર્ય કરે સૌ નામી; જાણે સ્વયંભુ અંતરજામી.
હમે સમજ્યાં સરવ એ દેવા, જોઇતા નથી રે મીઠા મેવા.
લાગે કડવા ભયંકર ભારી, ભક્તિ લાગે સદા સુખકારી.
પ્રભુ તારાંને હમારાં એક, ધરી બેઠાં છે એવો ટેક.
તારા ગુણો દયા, ન્યાય સત્ય, પવિત્રતાથી આવશે પત્ય.
આપ્યું છે ને આપશે તું જેજે આપી દઇશું સ્વજનમાં તતે.

૨

હમારૂં નથી અહીંઆ કાંઇ, તનમન ધન આપ્યું સુખદાયિ.
સર્વ તારૂં છે રે તારૂં, માની હમારૂં વાળ્યું અંધારૂં.
હમારો એક તું અવિનાશી, કાઢ જન્મ મરણની ફાંસી.
પ્રભુ આંખ આપી તારૂં જોવા, મુખે ગુણો ગાશું પાપ ધોવા.
કાને સાંભળીશું કીરતન, મનથી કરશું તેનુંરે મનન.
જીભે રટશું રામજી તારૂં નામ, મોહ માયા તણું નથી કામ,
સ્પર્શ કરશું ચરણના તમારા, તેથી જય જય થશે હમારા.
ચરણ હમારે ડગલાં જે ભરશું, ભવાબ્ધિથી સહેજે તરશું.
હમારાં મળશે તેને કહેશું, હાથે પકડી ભક્તિ નાવે લેશું.
નીછા તરવાની અન્ય નથી બારી, ચેત ઇચ્છા હોય જો તારી.

### રાગ—કાચબા કાચબીનો.

પૂર્વ કર્મે ગર્ભવાસે રહીને, આવ્યાં આ દુનીઆ માંહિરે-
આપણ આવ્યાં.
આવીને પસ્તાયાં પ્યારા, હવે જઈશું કયાંહિ,
સમજ નથી પડતી હમને યાદ કરીએ છે તમને;
વ્હાલીડા આવજે વ્હેલો, જાળીમાંથી કાઢજે પહેલો—ટેક.
યુદ્ધ થયું કુરૂક્ષેત્રમાં જ્યારે, લડયા ઘણા શુરવીરરે-
વ્હાલા લડયા.
કારમા કૌરવ હારીને બેઠા, પાંડવો પામ્યા જીત,
સારથી સગાનો થઇને, શીખો આપી સાથે રહીને;
વિરાગીને રાગી કીધો, બોધ દુનીઆને દીધોજી-પૂર્વ કર્મે. ૧
કર્મના ભોગ ભોગવીએ વ્હાલા, નવાં કરીએ શુભ આંહિરે-
આપણ નવાં.
મરણનો ડર નથી આપણને, જઈશું પરલોક માંહી,
શુદ્ધિ શામળીઆ તેં કીધી, વાસનાઓ વેરી દીધી;
ભલેરો થઈને ભાળી, દાસ દાસી લેને ઉગારીજી-પૂર્વ કર્મે. ૨
સાધુઓને અસાધુ દેખાડે, પંડીતને તો ગમારરે-
તું તો પંડીતોને
મુરખાને પંડીત કહેવડાવે, એવા કેળવાએલા કુંભાર,
પ્રેમીની પરીક્ષા તું લેજે, દીલડાંમાં દીવા કરજે;
વ્હાલાંની સેવા ભાળી, વ્હાલીડા લેને ઉગારીજી-પૂર્વ કર્મે. ૩

આવશે પ્યારો આવશે વ્હાલો, સુણી શુદ્ધ અરજ આંહિરે-
આપણી સુણી.
અંધારે અજવાળીઉં થાશે, જોશું મંદીરોઆં માંહિ,
કરશું સરવે કાલા વાલા, એ કાળીઆ કામણગારા:
પ્રીતિની રીત તો જોને, હમને ત્હારાથી મોહનેજી-પૂર્વ કર્મ. ૪
કર્મ કરશું હવે કારમાંરે, ભાઇભાંડુઓ સાથરે-આપણ ભાઇ.
પ્રેમ ધરશું પૂરો પરમાંરે, તુખડાં રૂપ જીવો ખાસ,
ભવસાગર તેથી તરશું, કોડીલા વરને વરશું;
નિછો આનંદે રહેશે, જીવને તો શીવજ કરશેજી-પૂર્વ કર્મ. ૫

---

રાગ આશાગોડી.

વૃત્તિ હમારી વાળો, પ્રભુજી વૃત્તિ હમારી વાળો. ટેક.
આ ભવમાં કશું સુખ નવ જોયું, [૨]
છે દુ:ખ તણા ભંડારો; પ્રભુજી. ૧
જ્યા પેખું ત્યાં એવુજ દેખું, [૨]
ક્ષણીક ક્ષણીક એક તારો; પ્રભુજી. ૨
પુત્ર કળત્ર સુતા અને માતા, [૨]
ભ્રાતા ન ભવ ભય હારો; પ્રભુજી. ૩
અંત સમે એકીલા જવાનું, (૨)
સાથે ન આવે ઠઠારો; પ્રભુજી. ૪
જનમ્યું જનતે નિશ્ચે જવાનું; (૨)

એમાં ન કાંઇ ઉધારો; પ્રભુજી. ૫
તન મન ધનથી સુકૃત કરી લો, (૨)
આવે એ સાથ સુધારો; પ્રભુજી. ૬
સત્સંગથી એક તારે રહીને. (૨)
સફળ કરો જન્મારો; પ્રભુજી. ૭
નિછા ભાઈ સત્સંગે રમીને, (૨)
પળ ન પ્રભુને વિસારો. પ્રભુજી. ૮

---

વ્હાલો મારો સાચાનો સંગાતીરે—એ રાહ.

પ્રભુજી નિરમળ રૂદે રહેનારારે, સૌને શાન્તિ દેનારા–ટેક.
પ્રભુજી હમારા રૂદિયા કમળમાં રહેનારા, (૨)
પાપી પ્રાણીને કસનારારે. સૌને ૧.
પ્રભુજી હમારાં ત્રિવિધ દુઃખોને હરનારા, (૨)
દયાસહ ન્યાય કરનારારે. સૌને ૨
પ્રભુજી હમે તો વિષયાગ્નિ માંહે બળનારા, (૨)
સમરણ કીરતને તરનારારે. સૌને ૩
પ્રભુજી મોહ માયાના તમે રચનારા, (૨)
જેમાં ભુલા પડયા ભજનારારે. સૌને ૪
પ્રભુજી ધ્રુવજી ગજરાજ બળીને જોનારા, (૨)
પાપી ગુણકાને ધોનારારે. સૌને ૫
પ્રભુજી તમે ઘટ ઘટ વ્યાપિને રહેનારા, (૨)
ભક્તોના ભય હરનારારે. સૌને ૬

ભક્ત નિછાની છેરે ગંદી કાયા, (૨)
પણ નીરમળ તારી છાયારે. સોને ૭

---

વરસાદે રામ પાણી—એ રાહ.

પ્રભુ મન માને નહિ કહ્યું મારૂં; (૨)
ઉપાય બતાવો હું વારૂ. પ્રભુ ૧
અવગુણો એમાં હજારો ભર્યા છે, (૨)
કદીએ ન કાન દેનારૂ. પ્રભુ ૨
ઉપદેશે અળગુ રહેવા કરે પણ, (૨)
પાછું તે પંથે જનારૂં. પ્રભુ ૩
રોગના ભોગ ભલે ભોગવે પણ, (૨)
કામે કદી ન હઠનારૂં. પ્રભુ ૪
નિર્લજ નફ્ફટને નઠોર પણાથી, (૨)
ઢોર હરાયું થનારૂં. પ્રભુ ૫
વ્રત અપવાસાદિ કરીનેરે થાકયાં, (૨)
બાજુ ન બેસે બેધારૂં. પ્રભુ ૬
નૃહરી નિયંતાનો ડર છે એને, (૨)
ડરાવે તોજ ડરનારૂ. પ્રભુ ૭
દાસ નિછાભાઇ ડરીને ફરે છે,
પંથેથી એજ પાડનારૂ. પ્રભુ ૮

---

વિસાર્યાં તેં વનમાળીરે-એ રાહ.

માયા ના મૂકે કેડોરે, પ્રભુજી પ્યારા.
આફ્ત એ રંકની કેડોરે, પ્રભુજી પ્યારા. (ટેક)
સ્વારથની બાજી સઘળે, જોઉં છું રહી ગામી,
થાઉં છું રૂણ હરામીરે, પ્રભુજી પ્યારા. ૧
મારૂં ના સમજ તું તો કહે છે હવે રોજે,
માણ્યો રહું છું મોજેરે, પ્રભુજી પ્યારા. ૨
ઠગાયા જગમાં સૂરાને કહેવાતા પૂરા;
તે અંતે રહ્યા અધૂરારે, પ્રભુજી પ્યારા. ૩
અડચણ આવે છતાં એ માને સાચું;
કાચું તે છેવટ કાચુંરે, પ્રભુજી પ્યારા. ૪
મેળવવા તું તો પાંચને પચાસ રોજ દોડે;
નહિ આવે તારી જોડેરે, પ્રભુજી પ્યારા. ૫
કોની સાથે ગયાં કનક ને કાંન્તા;
સમજીને વાળો શાન્તારે, પ્રભુજી પ્યારા. ૬
વારી વારી શું જુએ એ છે જુઠું;
સમજશે નહિ તો ફૂટયુંરે, પ્રભુજી પ્યારા ૭
ઈસારા રોજ કરેને મારે હડસેલા;
પણ મેંના રાગો મેલ્યારે, પ્રભુજી પ્યારા. ૮
સાચા દીસે પારથેલી સગવડ આલી;
છતાં ઠગાઈ માંડી હાલીરે, પ્રભુજી પ્યારા. ૯

નિછાભાઇને સ્વામિના ઠગાનારો;
પળમાં પાપી હરનારોરે, પ્રભુજી પ્યારા. ૧૦

---

## પ્રાર્થના.

### આશાગોડી.

માર્ગ બતાવો મને સારો, પ્રભુજી માર્ગ બતાવો સારો. ટેક.
આ ભવજળમાં ડુબુ નીકળું છું, દેખાડો સદ્ય કીનારો; પ્રભુજી. ૧
હામ તમારી ધારી હૃદયમાં, (દેહ)નાવ છુટેથી તોરોતારો; પ્રભુજી ૨
સદ્‌ગુરૂ સઢને જ્ઞાન પવનથી, સુકાને તું કામણગારો; પ્રભુજી ૩
ભવસાગર માંહેના મોજાં, છોળોથી કરે છે મારો; પ્રભુજી ૪
ડુબીશ એવી અધીરાઇ આવે, (પણ)બેઠા તું તારણહારો; પ્રભુજી ૫
ભક્ત નિછાભાઈ અન્યના નાવો, પેખે છે (મુક્તિ) બંદર કિનારો;
પ્રભુજી ૬

---

### પ્રભુ જેવો તેવો છે દાસ તમારો—એ રાહ.

પ્રભુ જુઓ મારો એમાં શો વાંક.
દુનીઆ તો દિવાની નીશંક; પ્રભુ. ટેક.
માર્ગ બતાવ્યો તેમ હું ચાલ્યો, જેમ અંધાને આંખ,
ચમત્કારો અવનવા બતાવી, ઉડાડયો આપી પાંખ. પ્રભુ. ૧
વિશ્વે વિશ્વાસ તમારોરે ધારી, શરણું ગ્રહ્યું મેં સારૂં,
પડતા પ્રકાશ આધારે વહેતાં, ટાળ્યું અજ્ઞાન અંધારૂં. પ્રભુ ૨

અનાથના નાથ પોતે બુદરજી, નિરાધારના આધાર,
ડુબતાના તારક છો પોતે, જાણીઉં જગદાધાર; પ્રભુ. ૩
કીડી ગજેન્દ્રમાં રહ્યા છો સ્વામિ, ભેદ ધર્યો ન લગાર,
સર્વને સહાય સમરતાં સારી, કઈને કર્યા ઉદ્ધાર. પ્રભુ. ૪
સમતાદિ ગુણો શરણાંગતોને, આપો છો સ્વામિજી સે'લે,
ભક્ત થવાની ઉમેદ ધારે તેને, ચાંદો આપી દોછો પહેલે. પ્રભુ. ૫

---

રાત રોજ તપાસો આજ કમાયા શું અહીંરે-રાહ.

પ્રભુ લાજ તમારે હાથ, આશરો આપનોરે. ટેક.
જેજે કરાવ્યું તેતે કીધું, પુરૂષારથ ખરચી ફળ લીધું,
ભરૂસો રાખી સીખ્યું, તુજ મમ બાપનોરે. પ્રભુ. ૧
હજી કરાવશો તેતે કરશું, કરતાં દિલમાં ડર નવ ધરશું,
ફરાવશો ત્યાં ફરશું, જય ગોપાળનોરે. પ્રભુ. ૨
જર જશ મળતાં તુજને દેશું, માન ભાર શીદ શીરે લેશું,
સમજ્યા છતાં ભોળાળા થઈ, શીદ હાલશોરે. પ્રભુ. ૩
ચમત્કારો તેં જેજે બતાવ્યા, તે હમને મન માંહે જણાયા,
ભાવ્યાં તેથી આવ્યાં તોડી આડજોરે. પ્રભુ. ૪
જીવન હમારૂ સાર્થક કીધું, જોઇએ તે સર્વે મસ દીધું,
લીધું, પીધું પ્રેમે હરી પણ પાળજોરે; પ્રભુ. ૫

---

# ભકિતનો ભોમિયો.

## ભાગ ૩ જો.

[ અન્ય ભક્તોના ઉદ્‌ગારો. ]

મનખા જનમ શીદ ખુએ,
આવોરે રૂડા મનખા જનમ શીદ ખુએ. (ટેક)
સંસારી જન કહે અમે છીએ સુખીઆં, (૨)
ધન પુત્રને જુએ; આવો રે.
હેતે હુલાવે ને પ્રીતે પરણાવે, (૨)
મુવાંને ધ્રુસકે રૂએ, આવો રે.
હરીને વિસારે એ જીતા બાજી હારે, (૨)
ફુટેલ દોણીમાં દુધ દુએ. આવો રે.
કહે મુળદાસ એવા ઊંધા અજ્ઞાની, (૨)
દેખી પાખીને પડે કુવે. આવો રે

### સ્વાત્મ પરીક્ષા.

( મારા રામ ગયા વનવાસરે એ રાગ. )

મમન કર મનવા મારા મીત્રરે. જગમાં તારૂં કોઇ નથી. ટેક.

માત પીતા સુત મીત્ર વનીતા વાહાલી,
આવે નહિ સાથે કો ખચીતરે— જગમાં.
સુંદીર બાગ બગીચા ભુવન શુભ,
મૂકીને જવું છે ખચીતરે— જગમાં.
કાળની ફાળમાંથી બચી નવ શક્યા જુઓ,
રાવણ રામજી વશીષ્ઠરે— જગમાં.
સમજી સવેલા પ્યારા છોડી દેને મારૂં તારૂં,
રટન કર નટવરનું નીત નીતરે— જગમાં.

---

## ઢોંગી ભગત.

જુઠા જુઠી ન ઝાલો માળા— હાંરે જુઠા.
માળા, માળા, માળા રે— જુઠા. ૧
હાલતાં ચાલતાં મણકારે મૂકે, [૨]
એ જગ ધૂતવાના ચાળારે— જુઠા. ૨
જગતમાં ભક્તપણું દેખાડે, [૨]
કરમ કરે છે કાળારે— જુઠા. ૩
વ્યાસ વલ્લભ કહે જુઠા જનમના [૨]
ખાશો જમના ભાલારે— જુઠા. ૪

---

હરિને ભજતાં હજુ કોઇની લાજ જતાં નથી જાણીરે;
જેની સુરતા શામળીઆની સાથ વદે વેદ વાણીરે. [ ટેક ]
વ્હાલે ઉગાર્યો પ્રહલાદ હિરણ્યકશ્યપુ માર્યો રે, (૨)
વેભીષણને આપ્યું રાજ્ય, રાવણને સંહાર્યોરે— હરીને.
વ્હાલે નરસીંહ મેતાને હાર, હાથો હાથ આપ્યો રે, [૨]
ધ્રુવને આપ્યું અવિચળ રાજ, પોતાનો કરી સ્થાપ્યો રે—હરીને
વ્હાલે મીરાં તે બાઈનાં ઝેર હળાહળ પીધાંરે, [૨]
પંચાળીનાં પૂર્યાં ચીર, પાંડવ કામ કીધાં રે— હરીને.
આવો હરિ ભજનનો લ્હાવો, ભજન કોઈ કરશે રે, [૨]
કરજોડી કહે પ્રેમળદાસ, ભક્તોનાં દુઃખ હરશેરે.—હરીને.

---

આવી મારી ઝુંપડીમાં આજ મારા સ્વામી,
પાવન કીજે દીન દાસ;
કોણ જાણે મારી આપ વિના દાઝ મારા સ્વામી.
કરશો મને ના નિરાસ,
નથી આસન રૂડું પ્રભુને બેસાડવા;
નથી ષડ્રસ ભોજન જમાડવા,
મારો સ્વિકારો રોટલો ને છાસ મારા સ્વામી.—પાવન ૧
મારી પાસે ન દિવ્ય વસ્ત્ર નાથ આપવા,
નથી પુષ્પહાર આપ કંઠે આરોપવા
માનો પુષ્પહાર અર્પું તુચ્છ ઘાસ મારા સ્વામી—પાવન. ૨

હું છું દુર્બળ ન ચરણમાં કાંઇ મુકવા,
મુકું માથું પદે રીઝો પ્રભુ સ્વિકારવાં;
જોજો ભાવ જોશો સામગ્રી ન ખાસ મારા સ્વામી—પાવન ૩
નથી મારે વૈભવોને નાથ માગવા,,
ઇચ્છું સામર્થ્યને ન આપવાથી આગવાં.
યાચું એજ રાખો નિત્ય ચરણ પાસ મારા સ્વામી—પાવન ૪
સાધન સદગુણહીન હું છું આળસુ પૂરો,
દુઃખ સાગરે ડુબેલો છું નિત્ય નગુરો,
મારે એક માત્ર આપનો વિશ્વાસ મારા સ્વામી—પાવન ૫
નાથ નરહરી દયા આજ દર્શાવજો,
મારી રંકની પર્ણકુટી શોભાવજો,
નાખીશ આવશો નહિ ત્યાં લગી નિશ્વાસ મારા સ્વામી—
પાવન ૬

---

રાગ ધીરાનું પદ.

ભાવે ભજો ભગવાનને, આવ્યો અવસર સાર,
વાર ન લાગે વીતતાં, સુણજો નરનાર—ભાવે—ટેક.
પૂરવના સતકર્મથી, મળીઓ મનુષ્યાવતાર,
સફળ કરીલો સુકૃત કરી, નાવે વારંવાર—ભાવે—૧
કાલનું આજ કરો સહી, આજનું હમણાંય,
કાળ અચાનક આવતાં, રે મનની મનમાંય ભાવે—૨

ભર દરીયામાં વહાણુ છે; જોખમાતાં શી વાર,
માટે ચેતીને ચાલજો, આંચ નાવે લગાર—ભાવે—૩
આવરદા ઓછું થાય છે, વિદ્યુત વેગ સમાન,
મારૂં ગણ્યું જેને મનથી તે, નાવે સાથ નિદાન-ભાવે—૪
હરી સમર્યા ન હયાતીમાં, અવસાને શ્રીરામ,
સંભળાવે સરવે મળી, કહો આવે શું કામ-ભાવે—૫
જીવતાં કાશી જતાં ખરે, વાશી વળીઉં જણાય,
મુવે ગંગાજળ તેહના, મુખમાં મુકે શું થાય-ભાવે-૬
જીવતાં જંચ ખરચ્યો નહિ, પરમારથ માંય,
અંતે ગાય મસાણમાં દોવરાવે શું થાય.—ભાવે—૭
સોના સમી ઘડી જાય તે, ફરી નાવે હાથ,
**ચંદ્રમણી** માટે બાંધીલો, પાણી પહેલાં પાળ-ભાવે-૮

---

## પદ.

સોનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ સૌનું કરો કલ્યાણ-ટેક.
નરનારી પશુ પક્ષીની સાથે.(૨)જીવજંતુનું તમામ. દયાળુ.
જગનાવાસીઓ સૌ સુખ ભોગવે(૨)આનંદે રહી આઠે જામ દયાળુ
દુનીઆમાં દરદ દુકાળ પડે નહિ(૨)લડે નહિ કોઈ ગામ. દયાળુ
સર્વ જનો સુખકારી વધેને (૨) વળી વધે ધન ધાન. દયાળુ
કોઈ કોઈનું બુરૂં ન ઇચ્છે,(૨) સૌનું ઇચ્છે સૌ સમાન. દયાળુ.
પોત પોતાના ધર્મ પ્રમાણે(૨) સર્વ ભજે ભગવાન. દયાળુ

પદ.

રાતે રોજ વિચારો આજ કમાયા શું અહીંરે,
સુતા મન મહીં રે-ટેક.
ખાવા પીવા પ્રભુએ દીધું, તે માટે મેં શું શું કીધું ?
એ ખાતું સરભર કીધું છે કે નહીં રે- રાતે. ૧
પાપ રૂપ શું કરજ થયું છે, કયું સાટે મેં પુણ્ય કર્યું છે?
પુણ્ય પાપમાં વધેલ છે બાજુ કઈ રે— રાતે. ૨
જે માટે આ જગતન દીધું, તે માટે મેં શું શું કીધું ?
વધ્યું ઘટયું કે સુધારવું શું તે મહીં રે— રાતે. ૩
માયા એ કેવા ભુલાવ્યા, બુદ્ધિ સાથે કેવા ફાવ્યા ?
કઇ સવળી કે અવળી રીતો છે રહી રે— રાતે. ૪
ભૂલ ચુકની માફી માગી, અનંત પતીને પાયે લાગી !
નિત્ય સુવે તે નિત્ય થશે સુખી સહી રે— રાતે. ૫

---

રાગ—મહાડ.

રે રે શીવ મોરારી, કરસુખકારી, કરૂણાળુ વિશ્વનાથ,
તારી સેવા ગુણકારી, લેજે સ્વિકારી, વિનતિ હમારી.
કહું છું જોડી હાથ—રે રે. ટેક.
પાપ હમારાં પ્રલે કરીને, આપો અવિચળ સુખ.
આંકે આહને તારજો શંભુ, પામું નહિ કદી દુખ,

રટું નામ તમારું, લાગે સારું, સૌને પ્યારું,
કહું છું જોડી હાથ— રે રે. ૧
આશા તમારી અંતર રાખું ભક્તિ કરૂં દિનરાત,
કામ નડે નહિ સેવા કર્યાથી, ઉરે વિચારૂં વાત,
એવા કલ્યાણ કારી, લેજો ઉગારી, કરી આ ભારી,
કહું છું જોડી હાથ— રે રે. ૨
શરણે આવ્યો છું શીવજી તમારે, મુકી બીજી આશ,
ભક્તિ બતાવો ભાવ ધરીને, રાખો સદા શીવ પાસ,
શીરે જળની ઝારી, રીત છે ન્યારી, શીવજી તમારી,
કહું છું જોડી હાથ— રે રે. ૩

---

રાગ ધનાશ્રી.

પીંજરનો મુકી પ્યાર, ઉડીજા પંખી પીંજરનો મુકી પ્યાર. (ટેક.)
પારકું પીંજર તે પોતાનું, માનીશ નહિ તું ગમાર–ઉડીજા.
જે જેનું તે તેને સોંપી, તું તારૂં સંભાર્ય— ઉડીજા.
માગી લીધું ભોજને માટે, અનુભવવા સંસાર— ઉડીજા.
તત્વાશ્રય લઇ પીંજર પેઠું, બંધ કરી સૌ બાર— ઉડીજા.
અવિદ્યાનાં તાળાં દીધાં, લોહ જડેલ કમાડ— ઉડીજા.
કુંચી ઝુંટી લીધી કાળે, તેં માંડી જંજાળ–– ઉડીજા.
બંધન પામ્યો પીંજર પડીને, સ્વરૂપને સંભાળ— ઉડીજા.

તે તારૂં નહિ તું તેનો નહિ, વિવેક રાખી વિચાર— ઉડીજા-
ગુરૂ કૃપાથી જ્ઞાન થયું તો, ખુલ્લાં છે દશ દ્વાર— ઉડીજા.

---

## રાગ ભેરવી.

નામતો પ્રભુનું લેવું, નિશદિન તારે. (૨)
નિશદિન તાહારે, નિસદિન તાહારે. નામ. ટેક.
ભુંડા ભુંડુ મનમાં ભાખે, રાખવી ભલાઈ,
પરસ્પર સહાય કરવી, સાચી એ સગાઈ. નામ.
સંસાર અસાર વિષે, સુકૃત કર વહેલો વ્હેલો,
આ જુવાની જાતી રહેશે, માટે ચેત પહેલો—નામ.
માયા ખોટી મમતા ખોટી, મૂકી દે વિચારી,
સાચુ છે સુધર્મે રહેવું, છોડીને ખુમારી. નામ.

---

## જાય છે જાય છે જાય છે રે–રાહ.

બોલમાં બોલમાં બોલમાંરે, રાધાકૃષ્ણ વિના બીજું બોલમાં. ટેક.
શાકર શેરડીનો સ્વાદ તજીને, કડવો લીમડો તું ઘોળમાંરે–રાધાકૃષ્ણ.
હીરા માણેકની ખાણ તજીને, કાચ કથીરીઓ તોળમાંરે–રાધાકૃષ્ણ.૨
ચાંદા સુરજનું તેજ તજીને, આગીઆ સંગાતે પ્રિતી
જોડમાંરે–રાધાકૃષ્ણ. ૩

ગંગા જમનાનું જળ તજીને, ખાબોચીઆંને
ખોળમાંરે—રાધાકૃષ્ણ. ૪
આંબા વૃક્ષની છાંયા મેલીને, થોરનું થુબડું
ઢોલમાંરે—રાધાકૃષ્ણ. ૫
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, અમૃત ઢોળીને
વિષ ઘોળમાં રે—રાધાકૃષ્ણ. ૬

---

વ્હાલો મારો સાચાનો સંગાતિરે, જેણે પ્રીત કીધી. ટેક.
વ્હાલાજી મારા પ્રથમ ધ્રુવજીસું પ્રીત કીધી (૨)
તેને અવિચળ પદવી દીધીરે—જેણે પ્રીત કીધી—વ્હાલો.
વ્હાલાજી મારા, બળીને બોલાવી વાચા લીધી (૨)
ત્રણ ડગલાં પૃથ્વી લીધીરે— જેણે—વ્હાલો.
વ્હાલાજી મારા, ઉંડા તે જળમાં ગર્જના કીધી (૨)
તેની તરત ખબરો લીધીરે— જેણે—વ્હાલો.
વ્હાલાજી મારા, હેતે વિદુરની ભાજી ખાધી (૨)
એને વચને ગુણકા સાધીરે— જેણે—વ્હાલો.
વ્હાલાજી મારા, વૃંદા તે વનના વાસી (૨)
એમ બોલ્યાં જીવણદાસીરે—જેણે પ્રીત કીધી—વ્હાલો.

થાય છે થાય છે થાય છે રે—રાગ.

હારમાં હારમાં હારમાં રે, મન જીતી બાજી તું હારમાં.
પ્યારમાં પ્યારમાં પ્યારમાંરે, તું પડ નહિ પાપી પ્યારમાં-ટેક.
જ્ઞાન મારગનીગાથ ગમે નહિ, લોભાય વિષય વિકારમાંરે. મન-૧
રમે પ્રપંચ અનેક પરંતુ, પ્રજળે સહુ પળ વારમાંરે. મન-૨
રૂધીર પરૂને મળ મુત્રાદિક, કાયાના છે કોઠારમાંરે. મન-૩
મમતા તે શું અધીક ધરીને, કરે કુકર્મો કારમાંરે. મન-૪
રાખ ભરૂસો વિશ્વંભરનો, ભાવ હૃદયથી વિભારમાંરે. મન-૫
ઈશ્વરની આજ્ઞા ઓળંગી અધમ અઘટીત સ્વિકારમાંરે. મન-૬
તરૂ દુસ્તર ભવ સાગર જગથી, ફોકટ ફાંફાં મારમાંરે. મન-૭
કોઇ કોઇનું નથી સગું સંબંધી, સ્વાર્થ અંધ સંસારમાંરે. ૮
અર્થ સરે શત્રુ થઇ ઉભો, રહે ન એકે આકારમાંરે. મન-૯
મન કર્મ વાણી વિમળ કરીને, કાન કહે જ્ઞાન વિચારમાંરે. ૧૦

---

રાગ પીલુ.

ઇસ તન ધનકી કોન બડાઇ
દેખત નેનોમેં મીટી મીલાઇ; ઇસતન-ટેક.
હાડ જલે જયેસી લકડેકી મુળી
બાલ જલે જયેસી ઘાસકી પૂળી, ઇસતન-૧
અપને ખાતર મહેલ બનાયા,
આપકી જાકર જંગલ સોયા; ઇસતન-૨

કહેત કબીરા સુનો મેરે ગુનીયા,
આપ મુએ પીછે ડુબ ગઈ દુનીઆ. સંતન—૩

---

બની આવે તો રામ નામ લઇએ, નીકર મુન રહીએ. ટેક
આદિ સંસાર સરવે વહ્યો વહ્યો જાતાં, વહેતાં સંગાતે નવ
વહીએરે.—નીકર.—બની. ૧
કુડીલાં કઠણ વચન કોઈ કહે તો, સે'તાં આવે તેમ સહીએરે
નીકર—બની—૨
મહા પુરૂષને માંહલે ચલીજેરે, મહાપદનો મરમ લઇએરે;
નીકર—બની—૩
કહે પ્રેમળદાસ હ્યો વેદની વાણી, લખીને રાખજો હઇએરે;
નીકર—બની. ૪

---

## પદ રાગ ગરબી.

મારે આવ્યો અલૌકિક દાવરે; કોઈ મને શું કરશે.
માથા સાટે વર્યો મેં તો માવરે; „ ૧
હવે બળે છે જગમાં બળાયરે; „
મેં તો ભેટયા છે ભૂધર રાયરે; „ ૨
અતિ આનંદ થયો છે મારે અંગરે; „
લાગ્યો રસીઆજીનો રંગરે; „ ૩

થઈ જગમાં અલૌકિક જીતરે; ,,
લાગી પૂરણ સલુણા સાથે પ્રીતરે; ,, ૪
મારે વહાલે દીધું છે મને માનરે; ,,
મને કીધી સૌભાગણ કહાનરે; ,, ૫
હવે થયો સંસારીડો ઝેરરે; ,,
બ્રહ્માનંદને વ્હાલે કીધી મહેરરે; ૬

પદ-રાગ ગરબી.

માથે કોપી રહ્યો છે કાળરે, ઉંઘ તને કેમ આવે.
પાણી પહેલી બાંધી લેને પાળરે, ,, ૧
નથી એક ઘડીનો નીરધારરે, ,,
આતો સ્વપના જેવો સંસારરે; ,, ૨
અલ્યા એળે ખોયો અવતારરે, ,,
તારા માથે છે જમનો મારરે, ,, ૩
તારા મનનું ધાર્યું થશે ધૂળરે, ,,
ચાર તોલાં છે મણમાં ભૂલરે, ,, ૪
કરી આવ્યો છે ગર્ભમાં કોલરે, ,,
થોલ આવેલું થાય છે કથોલરે, ,, ૫
જોતાં જોતાં આયુષ્ય ખુટી જાય રે; ,,
તારા ડહાપણમાં લાગી લાહ્યરે, ,, ૬
કાંઠે આવેલું બુડશે ઝાઝરે, ,,
તારે કાજે કહે છે રૂષિરાજરે. ,, ૭

જીવતું શીદને ચિન્તા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે. (ટેક)
તું અંતર ઉદ્વેગ કરે, તેથી કારજ શું સરે; (૨)
ધણીનો ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નવ ફરે, કૃષ્ણ ૧
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે; (૨)
જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સ્વરનીસરે, કૃષ્ણ ૨
જેવું જેટલું જે જેમ કાળે, તે તેને કર ઠરે; (૨)
એમાં ફેર પડે નહિ કોઈથી. શીદ કુટાઇને મરે, કૃષ્ણ ૩
તારૂં ધાર્યું થાય એટલું, હરી ઈચ્છા અનુસરે; (૨)
સદા કાળ એ રીત નભે નહિ, શીદ હું મનમાં ધરે, કૃષ્ણ ૪
થાવાનું અણુચીંતવ્યું થાશે, ઉપનિષદ ઓચરે; (૨)
રાખ ભરૂસો રાધાવરનો, દયા તું શીદને ડરે, કૃષ્ણ ૫

---

જે કોઈ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે—ટેક.
સીંહણ કેરૂ દૂધ હોય તે, સીંહણ સૂતને જરે; (૨)
કનક પાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે, પ્રેમરસ-૧
સક્કરખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે; (૨)
ક્ષાર સીંધુનું માછલડું જયમ, મીઠા જળમાં મરે, પ્રેમરસ-૨
સોમવલ્લી રસપાન શુદ્ધ, જે બ્રાહ્મણ હોય તે કરે; (૨)
વગળ વંશીને વમન કરાવે, વેદવાણી ઉચરે, પ્રેમરસ-૩
ઉત્તમ વસ્તુ અધિકાર વિના, મળે તદપી અર્થ ન સરે; [૨]

મચ્છ ભોગી બગલો મુક્તાફળ, દેખી ચંચુ ન ભરે, પ્રેમરસ-૪
એમ કોટી સાધને પ્રેમ વિના, પુરૂષોતમ પુંઠ ન ફરે; (૨)
દયા પ્રીતમ શ્રી ગોવરધનધર, પ્રેમ ભક્તિએ વરે, પ્રેમરસ-૫

---

રામબાણ વાગ્યાં હોય તે જાણે.

ઓલ્યા મૂરખ મનમાં શું આણે, પ્રભુના બાણ—ટેક.
ધ્રુવને લાગ્યાં, પ્રલ્હાદને લાગ્યાં, તે ઠરીને બેઠા ઠેકાણે; [૨]
ગર્ભવાસમાં શુકદેવને લાગ્યાં, એતો વેદવચન પરમાણે,
રામબાણ. ૧

મોરધ્વજ રાજાનું મન હરી લેવા, હરી આવ્યા જે ટાણે; [૨]
લઇ કરવત મસ્તક પર મેલ્યું, ને પત્નિ પૂત્ર બેઉ તાણે,
રામબાણ. ૨

મીરાંબાઈ પર ક્રોધ કરીને, રાણોજી ખડગજ તાણે; [૨]
વીખના પ્યાલા ગીરધરલાલે આરોગ્યા, અમૃતને ઠેકાણે,
રામબાણ. ૩

નરસિંહ મહેતાની હુંડી સ્વિકારી, બેપ ભરી ખરે ટાણે; (૨)
આગળ સંત અનેક ઓધાર્યા, એવુ ધનોભગત ઉર આણે,
રામબાણ. ૪

---

## રાગ-કાચબા કાચબીનો.

ગરભમાં ગુણ ગોવિંદના ગાતો, નિશ્ચે લેતો નામરે,—નિશ્ચ
ઉદરમાંથી અવતર્યોને, કરે છે કુડાં કામ,
આતમ ઘાતી આપનું ખોયું, રતન લઈ રાખમાં રોળ્યું.—ટેક.
આવ્યો તે દિનો શી રઢ લાગી. જાઇશ પાછો જોઈરે—જાઈશ.
કરી કમાણી હારીને બેઠો, જીતી બાજી ખોઇ,
ફોકટમાં શું રહ્યો ફુલી, ગયો દુરગંધમાં ડોલી. ગરભ. ૧
ત્રણે ટીલારે ટળી ગયા, કૈરવ રાવણને કંશરે,—કૈરવ
તેની ઠાઠડી ઠાલીરે ઉડી, ગયા માંહિથી હંશ,
એવા છત્રપતી રાજા, કાળે મેલાવી માજા. ગરભ-૨
મારૂં મારૂં ન કર પ્રાણિ, મેલીદે મનની તાણરે,—મેલીદે
ચાર જણા મળી ઉપાડી જાશે, લઈ જાશે સમશાણ,
માટી ભેળી માટી થાશે, કર્યા ભોગવવાં પડશે. ગરભ-૩
નામ ધર્યું તે નિશ્ચે જવાનું, નથી રહેવાનું કાંઈરે,—નથી,
**ભોજો ભગત** કહે ભલો થઇને, સમજી લે મનમાંહી,
સદગુરૂને શરણે જઈએ, મુક્તિનો મારગ લઇએ. ગરભ-૪

---

## પદ.

જાય છે જવાની તારી, જાય છે જવાની; હરીના ભજન—
વિના જાય છે જવાની. ટેક.

કાયા તારી કંચન જેસી, મોતી જેસા પાની;
મુઆ કેડે બાળી મુકશે, ઉડી જાશે વાની—જાય છે. ૧
જાતી રહેશે જવાની, ને પછી થાશે હાની;
છાના માના જમ આવશે, લેઈ જાશે તાણી.—જાય છે. ૨
માયા તમે મુકી દોને થાઓ ન અજ્ઞાની;
નરસંઇઆનો સ્વામી સાચો, દુનીઆ દિવાની.—જાયછે. ૩

---

## પદ. રાગ ઠુમરી.

જાુઠું જાુઠું જીવિત ખરૂં જાણ્યમારે [૨] ટેક.
જાુઠી જનની જાુઠી જાયા, જાુઠી મોહ ભરેલી માયા;
કાચ કુંપો છે કાયા, મમતા તાણ્યમાંરે.— જાુઠું જાુઠું ૧
સદાયતે છત કોની છાજી, તે દેખી શું થૈયે રાજી;
(આ) આતસબાજી આશા, લાંબી આણ્યમાંરે.—જાુઠું જાુઠું ૨
ગગને જામ્યો વાદળ ગોટો, પાણીમાં પ્રગટયો પરપોટો;
ખેલ બધો એમ ખોટો, મુરખા માણ્યમાંરે.— જાુઠું જાુઠું ૩
ધીરજ રાખી મનમાં ધારે, ભ્રષ્ટ પણું છે તનમાં ભારે;
નરક ભર્યું નવ દ્વારે, વપુ વખાણ્યુ માંરે.— જાુઠું જાુઠું ૪
ફેલ કરીને ફોકટ ફટકયો, ઇશ્વરના ચરણે નવ અટકયો;
ભેદ વિના તું ભટકયો, ચારે ખાણ્યમાંરે.— જાુઠું જાુઠું ૫
પરખી લેને પુરૂષ પુરાણી, જગમાંથી ગુણ જોને જાણી;
પૃથ્વીમાં જેમ પાણી, દરે નીઆણમાંરે.— જાુઠું જાુઠું ૬

જાચે તો જગજીવન જાચે, નાચે તો હરિ આગળ નાચે.
ૠષિરાજ કહે રાચે, સંત સવાણ્યમાંરે.— જાુઠું જાુઠું ૭

---

## પદ. રાગ-કુમરી.

રટવા રટવા આવ્યો છે તું તો રામનેરે.— ટેક
બીજાનું સુખ જોઇને બળમાં, વેદ વગરની વાટે વળમાં;
ચિત્ત વિષે તું ચળમાં, દેખી દામનેરે.— રટવા ૧
પંચ વિષય લાગ્યાતા પ્યારા, જતા રહ્યા કોટી જન્મારા;
તું સમજીને કરી લે તારા કામનેરે.— રટવા ૨
કેક જનમ તેં ફેરજ કરીઆ, દેખ્યા તેથી દુઃખના દરીઆ;
આ ભવમાં સુખ ભરીઆ, સેવે શ્યામનેરે.— રટવા ૩
અરે હવે નવ અખજ ઉથામે, ઝરણાં રાખી ઇરખા જામે;
પૂરણ આનંદ પામે વૈકુંઠ ધામનેરે.— રટવા ૪
કાળ ગણે નહિ કોડપતીને, જોશી ડોશી વેદ જતીને;
શંખાણી અને સતીને, હુકમી હજામનેરે.— રટવા ૫
ચાર ઘડી કેરૂં ચોઘડીઉં, નરતન વણ સમજ્યેથી નડીઉં;
પડશે કે તન પડીઉં જા પુછ ગામનેરે. રટવા ૬
ૠષિરાજ વાણી કર વહાલી, ચેત અરે જાવું છે ચાલી;
ખોળશમાં તું ખાલી, આઠે જામનેરે.— રટવા ૭

---

## પદ. રાગ—ઠુમરી.

ગોવિંદ જાણ્યાં વિના તેં, વરસાં ગાળીયાંરે. (૨) ટેક.
ગળે પાસ બાંધી જમ ગ્રહશે, કાંપા કાંપા મુખથી કહેશે;
રંગ ભરેલાં રહેશે, મંદીર માળીયાંરે.— ગોવિંદ ૧
શુરો પૂરો સૂરા પાને, કૃષ્ણ કથા નવ ગોઠે કાને;
ભજની જન ભગતાં ને, ખળ તેં ખાળીયાં રે.— ગોવિંદ ૨
હૈયાંમાં નવ ધર્યા હરીને, ભુંડાઇ વ્હોરી જહાજ ભરીને;
**દયા વિના તેં દાન કરીને,** બાળીયાંરે,— ગોવિંદ ૩
અડબંગાઇમાં ઉમર આખી, નરતન ચિંતામણી ખોઇ નાખી
રૂદિયા મધ્યે રાખી, તીખી પાળીયાંરે.— ગોવિંદ ૪
ધર્મ રાજની આગળ ધરશે, ત્યાં તારાં ગાતર થરથરસે;
ક્રોધી જમડા કરશે અરે, ઇંઢાળીયાંરે.— ગોવિંદ ૫
વસ્ત્ર ભૂષણ લુટી લેશે, બ્હાર જાને બાળી દેશે;
**રૂષિરાજ** કહે ડાટ્યાં રહેશે, રાળિયાંરે— ગોવિંદ ૬

---

## પદ. રાગ—ઠુમરી.

લાગી લાગી હરકતો લોકાલાજનીરે, (૨)—ટેક.
એ માટે વીસર્યાં અવિનાશી, વીશ્વંભર વૈકુંઠના વાસી;
ખબર જુએ છે ખાસી, હજી આજનીરે-લાગી લાગી. ૧
ભરમાઇશ માં દોલત ભાળી, રૂપા કેરી ખાટય રૂપાળી;
વાલ તણી નથી વાળી, તારા કાજનીરે લાગી લાગી. ૨

કાયા માયા કાચી કેવી, દેવ દહીત નવ રાખે દેવી;
ઝુંપડી સળગી જેવી, જુની છાજનીરે- લાગી લાગી. ૩
લાખો જનમ ધરીને લોટયો, દીધી હતી ત્યાં મોતે હોટયો.
ચકલાં ઉપર ચોટયો, જેવી બાજનીરે- લાગી લાગી. ૪
આવ્યો તો તું લાભજ લેવા, દામ કર્યા તેં ઉલટા દેવા;
સહાય કરજે સેવા, સંત સમાજનીરે- લાગી લાગી. ૫
સંત પુરૂષના શબ્દ સહે નહિ, દોષ ભીતરના તેથી દહે નહિ;
રોકી ગંધ રહે નહી, જેવી પાજનીરે- લાગી લાગી. ૬
અંત સમે જમડા આવી લે, રહેવું પડશે વદને વીલે;
શિખામણ સમજી લે, ઋષિરાજનીરે- લાગી લાગી. ૭

---

(રે ચેતે તો ચેતાવુંરે પામર પ્રાણી-એ રાહ)

અવીનાશી વ્હારે આવોરે, અંતર જામી. ટેક.
પામર હું પાપી પ્રાણી, ભક્ત કિંચીત નહી જાણી,
રૂડી રીતી ન પ્રમાણિરે; અંતરજામી-૧
લુચ્ચો હું લુણ હરામી, કામી ને કુપથ ગામી,
છે મારી અપાર ખામીરે; અંતરજામી-૨
નહિ પુણ્યદાન કંઇ રૂચે, સેવા પુજા ના સુઝે,
અંતે આ તનડુ ધ્રુજેરે, અંતરજામી-૩
સુખમાં મદ ઉપજે અંગે, જર જોરૂના પ્રસંગે,
ભિંજાયો નહિ તુજ રંગેરે; અંતરજામી-૪

જ્ઞાનીનો ડોળ ધરાવું, સત્સંગ ન અંગ લગાડું,
પ્યારા તુને કયમ ભાવુંરે, અંતરજામી-૫
ઉપદેશ કર્યામાં શૂરો, વર્ત્તનમાં સદા અધૂરો,
કિર્તીનો લોભી પૂરોરે; અંતરજામી-૬
લજ્જા મારી તુજ હાથે, નથી ઓથ કોઈની માથે,
તારો જાણી લે સાથેરે; અંતરજામી-૭
દે ભક્તિ જ્ઞાન પ્રસાદિ, મટવા મન મળની બાદી,
નારાયણ આદિ અનાદિરે; અંતરજામી-૮
હું મનમાં મસ મુઝાઉં, કરૂણા કર સુખીઓ થાઉં,
અજ્ઞાન કાન શું ગાઉંરે; અંતરજામી-૯

---

## જીભને પ્રાર્થના.

હરદમ શ્રી કૃષ્ણ કેહે શ્રી કૃષ્ણ કહે શુનજીભા મેરી,
મતલબ કે કારણ કરતા હું ખુશામત મેં તેરી;—હરદમ-ટેક.
ખાંડ ઘી દૂધ સક્કર, દેતા હે હર વખ્ત તુંજે,
તોભી હરરોજ હરી નામ શુનાતિ ન મુજે;—હરદમ- ૧
ખોઈ જીંદગાની સારી, સબી ગુન્હા માફ તેરા,
દયાના પ્રિતમ કહે મત ભૂલે, આખર વખ્ત નામ મેરા;—હરદમ-૨

---

હરદમ શ્રી કૃષ્ણ કહે શ્રી કૃષ્ણ—એ રાગ.
ભજી ભવસિંધુ તરી સિંધુ તરી પાર જાને,
ભજીને ભૂપનો જે ભૂપમાં તદ્રૂપ થાને;—ભજી. ૧
ત્રિગુણાતીતમાં તલ્લીન થા ત્રિકુટી ધ્યાને,
અક્ષરાતીતમાં આનંદ પામી સ્થિર થાને;—ભજી. ૨
નાસાગ્રે દ્રષ્ટી ન્યાળી ત્રિવેણીને તીર ન્હાને,
વાજા ગુલજાની તણો ઘોર શબ્દ સુણ કાને;—ભજી. ૩
ચઢી શુન્ય માંહે, શબ્દાતીતમાં સુર્તા લગાને,
વળી બંકનાળ વાટે ઉન મુની અલખ જગાને;—ભજી. ૪
સમી ચિત્ત વૃત્તિ જશે, પ્રણવ સુખમાં સમાને;
કેહે કસ્તુર ઇષ્ટ દેવ, આપમાં પ્રમાણે.—ભજી ૫

---

પદ (ભોજા ભગતના ચાબખા) નો રાગ.
મોહતું શીદને પ્રાણી ધરે, પતંગીઉ દીપ મોહથી, મરે ટેક.
હાથી જેવાં મોટાં પ્રાણીને, મનુષ્ય તુરત વશ કરે,
હાથીને છે મોહ નારીનો, તેથી બંધમાં પડે;–પતંગીઉ—૧
સાયંકાળે ભ્રમર ઘણાએ, કમળ પુટમાં ઠરે;
ઘ્રાંણેદ્રિયને વશ થઇને, તેજ કમળમાં મરે; પતંગીઉ—૨
ખાવાનો છે મોહ મીનને તેથી એતો મરે,
એજ મોહ મુકી મુકી માછીઓ, મીનોને પકડે—પતંગીઉ-૩

પારધી કેરાં શરથી બચવા, હરણી દોડતી ફરે,
રાગ રૂપી શર વશ થઈને, તેજ બાણુથી મરે;—પતંગીઉ—૪
એક ઇંદ્રિયને વશ થયેથી. આવું દુઃખજ પડે,
પંચેદ્રિય જનને **મોતીરામ**, એતે કેમ નહિ નડે,—પતંગીઉ—૫

---

### કબ સમરોગે રામ—એ રાહ.

સતસંગનો રસ ચાખ, પ્રાણી તું તો સતસંગનો રસ ચાખ.—ટેક.
પ્રથમ લાગે કડવો ને તીખો, પછે આંબા કેરી શાખ;—પ્રાણી—૧
સત્સંગથી દો ઘડીમાં મુક્તિ, વેદ પુરે એની શાખ;—પ્રાણી—૨
આરે કાયાનો ગર્વ ન કીજે, અંતે થવાની છે ખાખ;—પ્રાણી—૩
હસ્તીને ઘોડા માલ ખજાના, એકે ન આવે તારી સાથ;—પ્રાણી—૪
કાચીરે કાયા કોટડી જેવી, ઢળતાં ન લાગે વાર,—પ્રાણી—૫
કાચો રે કુંપો જળે ભર્યો છે, ગળતાં કુટી જાય પાર;—પ્રાણી—૬
કહેત **કબીરા** સુનો ભાઈ સાધુ, એ છે મુક્તિતણું દ્વાર;—પ્રાણી—૭

---

### [રાગ ઉપરનો]

છોડ વિષયનો છંદ, મનતું છોડ વિષયનો છંદ. ટેક.
પંચ વિષયના પ્રપંચ સઘળા, છે દારૂણ દુઃખફંદ;—મનતું—૧
થા સાવધ વધ્ય તું જાણી, ઝટ મટે વિકટ ભવબંધ—મનતું—૨
આતમ તત્વ અભેદ જોઈને, થા સદ ચિદ આનંદ;—મનતું—૩

શબ્દ સ્પર્શ રસ રૂપ ગંધ છે, માયા

જાળ અનંત;–મનતું–૪

સત સંગત સદ્‌ગુરૂની સેવા, છે અનહદ સુખકંદ;–મનતું–૫

વિષ વિષય રગરગથી છોડી, ભજ ભાવે ભગવંત;–મનતું–૬

કાન જ્ઞાન દૃષ્ટિથી માલે, સાચા સંત મહંત;–મનતું–૭

---

[કબ સમરોગે રામ—રાગ]

કર ઝટપટ સત્સંગ, મનતું કર ઝટપટ સત્સંગ.—ટેક.

કાયામાયા કામ ન આવે, પંચ વિષય દુઃખ અંગ;–મનતું૦૧

શાસ્ત્ર અને સદગુરૂની મદદે, જીત કુસંગ પ્રસંગ;–મનતું–૨

કામ ક્રોધ મદમોહાદિક છે, ષડ શત્રુનો જંગ;–મનતું–૩

ગંગ સમાન અતિશય નિર્મળ, હરીરસ રંગ તરંગ;–મનતું–૪

થા પાવન વન જાકે નવજા, ભર ઉર પૂર ઉમંગ;–મનતું–૫

જપ તપ સાધન સિદ્ધિ સકળ છે, ઉત્તમ નરતન નંગ;–મનતું–૬

ઘર ઘરશું ભટકે મરકટ સમ, ભ્રમણાથી છે ભંગ;–મનતું ૭

કાન માન મુકીદે મીથ્યા, એ ઉનમત્ત માતંગ;–મનતું–૮

---

દામોદર દુખડાં કાપોરે, બળવંતા બેલી—

નંદલાલ નિજાનંદ આપોરે, બળવંતા બેલી–ટેક. ૧

વહાલાજી હુંતો પળ પળનો અપરાધી, (૨)

ભરેલો આધિ વ્યાધિએ;— બળવંતા— ૨

વહાલાજી હું તો તમારા બળથી ગાજું, (૨)
જાણો છો કહું શું ઝાઝુ રે;— બળવંતા— ૩
વહાલાજી જેવો તેવો છું તોએ તમારો, (૨)
આધાર અવર નહિ મારોરે;— બળવંતા— ૪
વહાલાજી મારૂં જોર નથી જો તરછોડો; (૨)
શું રૂઠી કરે મંકોડોરે;— બળવંતા— ૫
વહાલાજી શ્રી મુખ પોતાનો કહોછો માટે લાડું, (૨)
બીજું બળ ક્યાંથી કાઢુંરે;— બળવંતા— ૬
**દયાના** પ્રીતમ પાણિ ગ્રહ્યો છે તો નિભાવો, (૨)
મારે દાસ પણાનો દાવોરે;— બળવંતા— ૭

---

શ્રી વલ્લભ વિઠ્ઠલ શ્રીજી સ્વામિ, શામળીઆ વ્હાલા;
સઘળું સમજો છો અંતર જામી, નંદલાલારે. ૧
ભય તો લાગે છે મુજને ભારી, શામળીઆ વ્હાલા;
અંતકાળે શી વલે થાશે મારી, નંદલાલારે. ૨
સેવા સમરણના ભાવે કીધું, શામળીઆ વ્હાલા;
રંક સાધુને દુઃખ તો દીધું, નંદલાલારે. ૩
હિણો શાસ્ત્રિય સહુ ધર્મે, શામળીઆ વ્હાલા;
પરીપુરણ છું હું કર્મે, નંદલાલારે ૪
સહુ જાણે છે ભક્ત સાચો શામળીઆ વ્હાલા;
પાંખંડી પુરાતનથી કાચો, નંદલાલારે;

બાંહ્ય ગ્રહ્યાની લાજ ધરજો, શામળીઆ વ્હાલા;
પીડા ન પામું એવું કરજો, નંદલાલારે. ૬
સન્મુખ લોચનમાં આવી રહેજો, શામળીઆ વ્હાલા,
અમ ન જોશો દરશન દેજો, નંદલાલારે. ૭
શ્રી મુખ બોલ્યા તે સાચું કરજો, શામળીઆ વ્હાલા;
દુઃખ દયાના સર્વે હરજો, નંદલાલારે. ૮

---

## રાગ ભેરવી.

કાયારે કૈસે રોઈ, તજદીયા પ્રાણ. ટેક.
ઘરકી માયા ઘરમેં છોડી, ગાય ભેંસ ઓર ઘોડી;
રોતી નાર પદમણી છોડી, છોડી પુત્રનકી જોડી,–તજદીયા–
કાયા—૧
ચાર જણેકી આડ લગાવે, ચઢે કાષ્ટકી ઘોડી;
જાય ઉતારે નદી કીનારે, જેસી ફુંકી ફાગનકી હોરી,–તજદીયા
કાયા—૨
માત પીતા સુત ભ્રાત સ્નેહિ, સંગ ન આવે કોઈ;
કહેત કબીરા સુનો ભાઈ સાધુ, જીને જોડી ઉને તોડી–તજદીયા
કાયા—૩

---

## રાગ ભૈરવી.

જનમ સબ ખોયો ખટપટમેં. (૨)
પ્રભુ ભજની તું અપને ઘટમેં, જનમ. ૧
જબતું આવ્યો જગતમેં, જગત હશે હમ રોય, (૨)
એસી કરણી કરચલો, પીછે હશે નહિ કોય; જનમ. ૨
છીંકત આયે જગતમેં, જગત હશે હમ રોય, (૨)
**તુલસી** એસા શુકનસેં, શુભ ફળ કયાંસે હોય. જનમ૩

---

કાયા છે ત્યાં સુધી કર સમરણ, કીરતારનું રે. (૨) ટેક.
જતન કર્યું જઠરામાં જેણે, તારો દેહ રચ્યો છે તેણે;
તેણે કામ કર્યું છે અતી ઉપકારનું રે. કાયા. ૧
પ્રસવ થયા પહેલું પય કીધું, માતાના સ્તનમાં રચી દીધું;
તેણે કારજ સીધ્યું તારા આહારનું રે; કાયા. ૨
કાન નેત્ર કીધાં છે કેવાં, સરવે અંગ અમુલખ એવાં;
અંતઃકરણ કીધાં છે વિવિધ વિચારનાંરે, કાયા. ૩
દાંત દીધા તુને ચાવણું ચાવવા, અન્ન સરજ્યું ઉદર ભરવા
કર દીધા કારજ કરવા વહેવારનાંરે, કાયા. ૪
સૂર દુર્લભ મનુષ્યાદેહ પામી, લંપટ ન થવું લુણ હરામી
**છોટમ** શરણ ગ્રહીલે, સરજનહારનુંરે, કાયા. ૫

હવે કહેવું જોઈએ તેતો કહ્યાંએરે, સજ્જનો સાંભળોરે.
છેલ્લે છેલ્લી શિખામણ દઈએરે; ,, ૧
રૂડા નીતિના નેમથી રહેજોરે, ,,
મુખે રામ કૃષ્ણ રામ કૃષ્ણ કહેજોરે, ,, ૨
હરીએ દીધું હોએ તેણે દેવું રે, ,,
પાપ કર્મોથી દૂર સદા રહેવું રે, ,, ૩
નામ હરીનાં છે શાસ્ત્રમાં હજારોરે, ,,
તેમાં તમને ગમેતે તમારોરે, ,, ૪
તમને ગમે તેને ગુરૂ કરજોરે, સજ્જનો સાંભળોરે.
ભેટ ભાસે તીયાં જઈ ધરજોરે, ,, ૫
રૂડો લાગે તે ધર્મ તમે ધારોરે, ,,
કરવો સત્સંગ સિધ્ધાંતએ અમારોરે, ,, ૬
થાય સત્સંગ તો વાત છે સારીરે, ,,
કહે જાદવ છે અરજ આ અમારીરે, ,,

મનથી વિરાગ પામ્યા વિના સંસાર શા માટે તજ્યો.

રાગ-ગંજલ.

હજી જો પેટને માટે, ધરો ઘર ભીખ માગે ત્યાં;
તીરસ્કારે વધે ગુસ્સો, તજ્યો સંસાર શા માટે. ૧
જરા પણ તાઢ કે તડકો, વળી વર્ષા તણીવારી;
ઉપાધિઓ મુઝાવેતો, તજ્યો સંસાર શા માટે. ૨
હજી બાગો બગીચાને, સુશોભિત મ્હેલને માટે;

રહી અંતર જરા પ્રીતિ, તજ્યો સંસાર શા માટે. ૩
હુકમમાં જે સદા રહેલા, હજારો નોકરો ત્હારા;
વખત પર યાદ આવે તો, તજ્યો સંસાર શા માટે. ૪
ગએલા અશ્વગાડી કે, રૂપેરી હસ્તીના હોદ્દા;
ઘડીભર ધ્યાન રોકે તો, તજ્યો સંસાર શા માટે. ૫
મધુ સ્વાદિષ્ટ પકવાનો, મસાલા ઉષ્ણ સુગંધી;
કરે રસમય રસીકાને, તજ્યો સંસાર શા માટે. ૬
કુસુમોની સુગંધીથી, મધુરાં ગાનને નાદે,
બને છે ચિત્તચંચળતો, તજ્યો સંસાર શા માટે. ૭
જતીકો મુગ્ધ બાલાના, નયન કે ભાવની સાથે;
ઉછળતું જો હૃદય તારૂં, તજ્યો સંસાર શા માટે. ૮
તજેલા મીત્રને માટે, સજેલા વેશને સારૂ;
હૃદયમાં કલેશ વ્યાપેતો, તજ્યો સંસાર શા માટે. ૯
સગાંનો સ્નેહ સાંભરતાં, પ્રિયાની પ્રીતને માટે,
નયનથી જો વહેવારી, તજ્યો સંસાર શા માટે. ૧૦
નથી એકાંતમાં ગમતું, વને જો બ્હિક લાગે છે;
ચહેજો સંગ માનવનો, તજ્યો સંસાર શા માટે. ૧૧
મૃતિકાની પથારીમાં, સુકી પાષાણ ઓશિકે;
સુતાંજો નીંદ નાવેતો, તજ્યો સંસાર શા માટે. ૧૨
સમાધિ સહેજ લાગે ત્યાં, ખીલે સંસારના ચિત્રો;
વધે વિક્ષેપ ધ્યાને તો, તજ્યો સંસાર શા માટે. ૧૩

## રાગ- બી.

આનંદે રહીએ, તારી ઓથે આનંદે રહીએ;
હરી માત્ર તને ચહીએ, તારી ઓથે. ટેક.
જ્યાં જઇએ ત્યાં તું રહે હારે, આવી વસ્યો હઈએ. તારી. ૧
દુઃખ આપે તે પણ સુખ થાવા, તેથી હોંશે સહીએ. તારી. ૨
મનમાં આવે ત્યાં તું જાને, શીદ મુખથી કહીએ. તારી. ૩
સુખ સનમાન, સગુણ ભળતું દે, હું પદ નવ ગ્રહીએ. તારી. ૪
અંત અનંતપતિ મળીશ તું, એથી તુષ્ટ છઈએ. તારી. ૫

---

ફિકર હવે ન રહી, અમારે ફિકર હવે ન રહી;
હરીની ઓથ ગ્રહી, અમારે··· ટેક.
જે સહુ જગનું રાજ્ય ચલાવે, તેની કૃપાજ થઈ. અમારે. ૧
જે સહુ જગના મનના માલીક, તેને વિનંતિ કહી. અમારે. ૨
જેને સેવી થયા રૂદ્ર અજ, તેની સેવા ચહી. અમારે. ૩
શરણ થતાં મુકિત દે તેના, પદમાં પડયાં જઇ. અમારે. ૪
અનંત શ્રેય અમારૂં કરશે, એ અહીંને તહીં. અમારે. ૫

## આરતી.

જય શંકર ભોળા, જય શંકર ભોળા;
સૃષ્ટિના સંહારક, જય વિભુતિ ચોળા, જયો જયો શંભુહર હર. ટેક.

ગંગાધર, ગિરજાવર, ત્રિનેત્ર ધારી, (૨)
રૂંઢ મુંઢ ઉર ઉપર (૨) નંદી અસ્વારી. જયો જયો૦ ૧

પંચમુખ પરમેશ, દુઃખ હરતા દાતા, (૨)
ભયભંજન છો ભોળા, (૨) શિવ શંભુ ત્રાતા. જયો જયો૦ ૨

અખંડછો અવિનાશી, કૈલાશી દેવા, (૨)
સુરીજન મુનિ સૌ સમરે, (૨) વાંછિત ફળ લેવા. જયો જયો૦ ૩

પ્રિય પુષ્પ ધંતૂર, વળી જળની ધારા, (૨)
વિષધરના શણુગારિક, (૨) સહેજે સુખકારા. જયો જયો૦ ૪

ઇંદ્રાદિક સનકાદિક, (૨) સૌ ચરણે લાગે, (૨)
શંભુ શબ્દજ સુણતાં,(૨) યમ કિંકર ભાગે.(૨) જયો જયો૦ ૫

---

## પ્રભુની થાળ.

ભાવતાં જમી લ્યોને, ભોજનીઆં પ્રભુ ભાવતાં જમી લ્યોને. ટેક.

ગળી જલેબી ઘેબર ઘીનાં, કંચન થાળ ભર્યા બરફીનાં;
મીરંજ ખાજુલી આરોગોને. ભોજનીઆં૦ ૧

શાક પાક છે જાત જાતના, પાપડ ચટણી ભાતભાતનાં;
રાઈતાં અથાણાં આ ચાખોને. ભોજનીઆં૰ ૨

વાલ વટાણા સુંદર તળીઆ, કારેલાંના ઘુઘર ભરીયા;
મીસરી જોઇએ તો માગી લ્યોને. ભોજનીઆં૰ ૩

દાળ ભાત કીધાં છમકારી, લીંબ પત્રથી કઢી વઘારી;
સડકો શામળીઆ મારી લ્યોને. ભોજનીઆં૰ ૪

ઓસામણ પણ ખુબ ગરમ છે, ના માગો તો મારા સમ છે.
પ્રેમ પ્રસાદિ હમને દયોને. ભોજનીઆં૰ ૫

બીડી નાગરવેલ બનાવી, તેજાનામય જાશે ભાવી;
જમ્યા પછી પલંગે પોઢોને. ભોજનીઆં૰ ૬

---

## પદ ગરબી.

(સમજી ગઈ છું. એ રાગ)

તારા વિના રમાવર સાચું સ્નેહી કોઈ નથી રે,
જોયું જગ પ્રતિરે. તારા. ટેક.

સગાં સંબંધી તેતો તનનાં, ઓળખીતાં સત્તા સાધનનાં;
શરીર તજતાં તજે, ફરી ન મળે કદીરે. તારા વિના. ૧

સાચી પ્રિત કદી કોઈ ધારે, તે પણ આવી શકે ન હારે;
લાચારે પણ છોડે અંતે એક દીરે. તારા વિના. ૨

રાગદ્વેષ કરે છે જે જન, તવ આધીન તે સરવેના મન,
તું નવ ચાહે તો ન ચાહે, કોઈ રતીરે. તારા વિના. ૩
જગમાં જયાં જયાં પ્રીતિ દેખું, તે પણ તવ કરૂણા ફળ લેખું;
પ્રીતિ પાત્ર છે માત્ર તેથી તું, અનુપતિરે. તારા વિના. ૪

---

રાગ—ઉપરનો.

માલીક મારા જગદાધારા કેમ ભુલું તનેરે;
સ્મરૂં ક્ષણે ક્ષણેરે. માલીક. ટેક.
તેં મુજને દીધું આતન છે, તેંજ દીધાં ધનને સાધન છે;
તું પાળેને સંભાળે નિશદિન મનેરે. માલીક. ૧
સારાં કૃત્યો તુંજ કરાવે, કુકર્મ કરતાં તું અટકાવે;
રક્ષણ કરવા સદા વસે મ્હારી કનેરે. માલીક. ૨
જગમાં સુખ જે જે જન દે છે, તેમાં તારો હાથ બધે છે;
સારૂં મ્હારૂં સમસ્ત ત્હારાથી બનેરે. માલીક. ૩
વાંકો મ્હારા નવ ઉર ધારે, લાડ લડાવે પિતુ સમ પ્યારે;
દુઃખમાં ધાતો તું વ્હારે સત્વર મનેરે. માલીક. ૪
ઘણો નિભાવ્યો તેમ નિભાવીશ, અંતે નિજસ્થાને તેડાવીશ;
નિશ્ચય છે એવો ઉર માંહે અનંતનેરે. માલીક. ૫

---

## રાગ–ઉપરનો.

અંત સમય અલબેલા કરૂણા અમ પર લાવજોરે;
દયા જણાવજોરે. અંત. ટેક.

તનની પીડા દુઃસહ થાશે, મન આકુળ વ્યાકુળ ગભરાશે;
ભાન તહા ઠેકાણે આપ રખાવજોરે. અંત. ૧

મોહ જગતનો સર્વ નસાડી, ભક્તિ જ્ઞાન અપૂર્ણ જગાડી;
અંતરમાં અજવાળાં આપ કરાવજોરે. અંત. ૨

દિવ્ય મૂર્તિ મંગળ મન હારી, દુઃખહારી સુખકારી પ્યારી;
કામણગારી મુજને તહા બતાવજોરે. અંત. ૩

જગથી આ તનમાંથી કાઢી, પરમ પદે દે ઝટ પોંહચાડી;
અનુને સેવા એવા લાગ બતાવજો. અંત. ૪

## રાગ ગરબી.

( ત્હારૂં ગોકુળ જોવાને. એ રાહ. )

દીનાનાથ દયાનીધી દેવરે, અરજી ઉર ધારો; ટેક.

ઓળખ થઈ હરી આપનીરે, આવી ઉભો પદ પાસ;
માગ્યું મુખે બહુ વાર મેં તોએ. કેમ પુરો નહિ આશરે.
અરજી. ૧

અલ્પ વિષયમાં આવતાંરે, પગલે પગલે સહાય;
શાન્તિવાળુ સ્થિર ચિતડુ, મારૂં નિત્ય હજી નહી થાયરે.
અરજી. ૨

કર્મ મુઝાવે ઘડી ઘડીરે, એનો પાંડ પૂરો તાડ;
ભોગવી સર્વ નહી શકું, રણુથી છોડવો રણછોડરે.
અરજી. ૩

ત્રાહિ ત્રાહિ ત્રિવિક્રમારે, પાહિ પાહિ પ્રિય પ્રાણ;
ગ્રાહી ગ્રાહી કર દોરવા, સજ થાઓ હે સારંગ પ્રાણરે.
અરજી. ૪

કહી કહી કાહ્યો થયોરે, થાકયો ધરી ધરી આશ;
અંતુથી તો સહેવાતો નથી, કેમે કડણ કર્મનો ત્રાસરે.
અરજી. ૫

---

## પદ ગરબી.

( " મહોલે પધારો. " એ રાગ. )

શ્રી દેવાધિ દેવ ભગવાન, અમારી વ્હારે રહેજો.
કરી કરૂણા હે કરૂણા નિધાન. અમારી૦ ટેક.
અમે મુસાફર જગતમાં, તનમાં કર્યો મુકામ;
સંપત સગા સરવ મળ્યું, અંતે કશું ન આવે કામ. અ. ૧
ચાર દીવસના જગતમાં, પણ દુઃખ પડે અનેક;
તે પણ તમ વિણ નવ ટળે, લખ્યા આપે લલાટે લેખ. અ. ૨

મન નિર્બળ સંગત ભુંડી, કરીએ કુડાં કામ;
તેથી પણ અટકાવવા, છો સમર્થજ અંતરયામ. અ. ૩
પાપ પૂર્વના બાળવા, વધવા ભક્તિ જ્ઞાન;
ભક્તિ હીન અમે છીએ, માત્ર આપ ઉપર છે હામ. અ. ૪
દુઃખ ટાળી પાળી સૂખ, વાળી સેવા ચાહ્ય;
અનંતને અંત તેડવા, આપ આવજો હે જગરાય. અ. ૫

---

## પદ ગરબી.

### રાગ ઉપરનો.

રાખું ફિકર શાને ઉર લેશ, હરી તુજ શરણ આવી;
શીરે રક્ષણ રહો છો હંમેશ, કરૂણા પૂરણ લાવી. ટેક.
દુઃખ માનું જેથી પ્રથમ, તેથી અંત સુખ થાય;
મૂરખ મન મારૂં વૃથા, વચમાંહે વ્હેમે ગભરાય. હરી. ૧
તુજ સમ સમર્થ કોઇ નથીરે, તેનો થઇને દાસ,
ત્રિલોકમાં પણ કોઇથી, શીદ રાખવો જોઇએ ત્રાસ. હરી. ૨
કરૂણાસાગર માનીને ઝાલ્યા પંકજ પાદ;
અમાપ પાપો કાપવા, શીદ કરવી મારે પંચાત. હરી. ૩
માગું છું એ માધવા, હૃદય રાખ તુજ હાથ;
ઝવજે તું શુભ ગણે, અંતુને ન રહે પંચાત. હરી. ૪

## પદ ગરબી.

(હરિ ભજન થકી. એ રાહ.)

પ્રભુ પારસ તું, તુજ સંબંધે સરવે પારસ થાય,
તારૂં સ્મરણ કરે, તેના પણ અઘ સંકટ સરવે જાય. ટેક.
સદ્યાની અહલ્યા સહજ થઈ, શબરી વૈકુંઠે સહજ ગઈ;
મુક્તિ જટાયુની સહજ થઈરે. પ્રભુ પારસતું. ૧
ગોપીજન પ્રેમે તને વર્યા, પશુ પક્ષી અવધનાં સરવ તર્યા;
ઉગર્યા જે જન ત્હારાંજ ઠર્યા. પ્રભુ પારસતું. ૨
સ્મરણે પ્રલ્હાદની પીડ ટળી, સ્મરણે ગજ છુટયો સહજ વળી;
સ્મરણે ચીંતવતી પ્રથમ મળી. પ્રભુ પારસતું. ૩
ભયભિત શરણે વાયસ ઉગર્યો, ભયભિત સ્મરણે મરી કંસ તર્યો
શીશુપાળ દ્વેષી પણ મુક્ત ઠર્યો. પ્રભુ પારસતું. ૪
પશુ પક્ષી કપી અસુર નારી, સંબંધ સર્વેને સુખકારી;
અનુ એવા પ્રભુ પર બલીહારી. પ્રભુ પારસતું. ૫

---

## પદ.

(બની આવે તો રામનામ લઈએરે. એ રાગ.)

ઘણી ગડબડમાં નવ પડીએરે, ભજનમાંજ અડીએ. ટેક
ખુપ જોગુ જગ કાજ કરી લઇ, કદી ન કોઇને નડીએરે. ભ૦ ૧

તન પામ્યાં સેવા સુખ લેવારે, ખાલી નહીં આથડીએરે. ભ૦ ૨
જીભ મળી જગદીશ્વર જપવારે, વૃથા નહીં બડબડીએરે. ભ૦ ૩
મનથી સ્મરીએ લક્ષ્મીવરનેરે, મનસુખે નહીં ચઢીએરે. ભ૦ ૪
અલ્પ આયુષ એળે વહી જાતાંરે, અંતે અનુ હડબડીએરે. ભ૦ ૫

---

પદ. વ્હાલીડા ચટકો. એ રાગ.

જો શ્રીવરના છો સાચારે, વૈષ્ણવ વ્હાલાં.
તો રાખો દિન શીદ કાચારે. વૈષ્ણવ વ્હાલાં. ટેક.
ડરશો માં જગનાં જનથી, ડરશો માં કોઈ સાધનથી;
ખાતરી રાખજો મનથીરે. વૈષ્ણવ વ્હાલાં ૧
પ્રભુ ચાહે તેજ છે થાવું, જાણવું સદાયે આવું;
શીદ તેમ છતાં ગભરાવુંરે. વૈષ્ણવ વ્હાલાં. ૨
નહીં કોઈનુ ટાળ્યું ટળશે, શ્રીવર દેશે તેમળશે;
નહિં બીજો ક્યાંહી દીન વળશેરે. વૈષ્ણવ વ્હાલાં. ૩
પ્રભુ દુઃખ દેવાને ચ્હાશે, તો કોઈથી મેટ ન થાશે;
અંતે એ વ્હાહેંડાં સ્હાશેરે. વૈષ્ણવ વ્હાલાં ૪
સ્થિર કરો પ્રભુથી પ્રીતિ, રાખો ઉર સત્ય પ્રતીતિ;
તો અનુ જશો જગ જીતીરે, વૈષ્ણવ વ્હાલાં. ૫

## ૫૬. રાગ સોરઠ.

પ્રણમું પ્રેમે પિતુ માતા, લક્ષ્મી વર સહુ સુખ દાતારે. પ્ર. ટેક.
કોટી અંડના સ્વામી કેશવ, અજ શીવ શરણે ધાતારે. પ્ર. ૧
સચરાચર વ્યાપક સરવેશ્વર, સુખમય વિધિ વિધાતારે પ્ર. ૨
દેવી દેવ રૂપી મુની મંડળ, સેવ ચરણની સ્હાલાંરે. પ્ર. ૩
નારદ શેષ, વ્યાસ, શુકવાલ્મીક, ગુણ ગણ નીશદિન ગાતારે પ્ર. ૪
અનંત સ્વામિ સહુ સુખધામી, નાથ નમામી ત્રાતારે. પ્ર. ૫



ॐ शान्ति ! ॥ सर्वे जना स्सुखीनो भवन्तु ॥

## प्रभुना अनेक नामो पैकी थोडां नाम लई नमस्कार.

ॐ ईश्वराय नमः
" महेश्वराय नमः
" परमेश्वराय नमः
" भूतेश्वराय नमः
" जनेश्वराय नमः
" भुवनेश्वराय नमः
" योगेश्वराय नमः
" देवेश्वराय नमः
" सकलेश्वराय नमः

---

ॐ महा शक्तये नमः
" महा कर्मणे नमः
" महा मनसे नमः
" महा प्रभवे नमः
" महा बुद्धये नमः
" महा मायाय नमः
" महा मूर्तये नमः

---

ॐ सहस्र मूर्ध्ने नमः
" सहस्राक्षाय नमः
" सहस्र कराय नमः
" सहस्र पदे नमः
" सहस्र मूर्तये नमः
" सर्वादये नमः
" संभवाय नमः
" सनातनाय नमः

,, सुलोचनाय नमः

,, शान्त स्वरूपाय नमः

,, शुभांगाय नमः

---

ॐ जगन्नाथ नमः

,, जगत्कर्त्रे नमः

,, जगत्भर्त्रे नमः

,, जगतपालाय नमः

,, जगत बंधवे नमः

,, जगत साक्षिणे नमः

,, जगत व्यापिने नमः

,, जगदात्मने नमः

,, जगद् वंद्याय नमः

---

ॐ अजाय नमः

,, अजराय नमः

,, अमराय नमः

,, अक्षराय नमः

,, अच्युताय नमः

,, अचिंत्याय नमः

,, अतुलाय नमः

,, अनुपमाय नमः

,, अलक्ष्य गतये नमः

,, अप्रमेयाय नमः

,, अपाराय नमः

,, अदृश्याय नमः

,, अग्राह्याय नमः

,, अजीताय नमः

,, अतीन्द्रियाय नमः

,, अद्वितीयाय नमः

---

ॐ सर्व शक्ति मते नमः
,, सर्व रक्षकाय नमः
,, सर्व बंधवे नमः
,, सर्व साक्षिणे नमः
,, सर्वत्र चक्षुषे नमः
,, सर्वोत्तमाय नमः

---

ॐ लोक नाथाय नमः
,, लोक पालाय नमः
,, लोक बंधवे नमः
,, लोक गुरुवे नमः
,, लोकाश्रयाय नमः
,, लोकात्मने नमः

---

ॐ वाचस्पतये नमः
,, श्रीपतये नमः
,, भूतपतये नमः
,, प्रजापतये नमः
,, सुरपतये नमः
,, त्रिभुवन पतये नमः

---

ॐ श्री निधये नमः
,, तेजो राशये नमः
,, दयार्ण वाय नमः
,, अगाध बुद्धये नमः
,, करुणा ब्धये नमः
,, श्रुति सागराय नमः
,, अक्षय तेजसे नमः
,, शत चंद्राय नमः
,, गुण सागराय नमः
,, रामाय नमः
,, कृष्णाय नमः

,, गोविंदाय नमः
,, गोपालाय नमः
,, माधवाय नमः

---

ॐ विश्वनाथाय नमः
,, विश्वंभराय नमः
,, विश्वपालाय नमः
,, विश्वमित्राय नमः
,, विश्वाधाराय नमः
,, विश्वव्यापिने नमः
,, विश्वमूर्तए नम;
,, विश्वभूषणाय नमः
,, विश्वात्मने नमः
,, विश्ववंद्याय नमः

---

ॐ अनाथनाथाय नमः
,, भूतनाथाय नमः
,, श्रीनाथाय नमः
,, लोकनाथाय नमः
,, देवनाथाय नमः

---

ॐ गुरवे नमः
,, जगतगुरवे नमः
,, लोकगुरवे नमः
,, देवगुरवे नमः
,, गुरूणांगुरवे नमः

---

ॐ केशवाय नमः
,, मुकुंदाय नमः
,, विष्णवे नमः
,, महादेवाय नमः

,, नारायणाय नमः
,, मनोहराय नमः
,, पुण्य दर्शनाय नमः
,, पुण्य रुपाय नमः
,, पुरातनाय नमः
,, वासुदेवाय नमः
,, हरये नमः
,, जनार्दनाय नमः
,, हृषी केशाय नमः
,, दामोदराय नमः

---

ॐ आधिनाशनाय नमः
,, व्याधि नाशनाय नमः
,, भय नाशनाय नमः
,, काळ नाशनाय नमः

,, पाप नाशनाय नमः
,, क्षेत्रज्ञाय नयः
,, कृतज्ञाय नमः
,, समज्ञाय नमः
,, त्रिकालज्ञाय नमः
,, सर्वज्ञाय नमः
,, एकाय नमः
,, नैकाय नमः
,, साकाराय नमः
,, निराकाराय नमः
,, सगुणाय नमः
,, निर्गुणाय नमः
ॐ गोवरधनाय नमः
,, हिरण्य गर्भाय नमः
,, सदा शिवाय नमः

,, भगवते नमः
,, श्रीदाय नमः
,, सुखदाय नमः
,, कामदाय नमः
,, शान्तिदाय नमः
,, स्वास्तिदाय नमः
,, प्राणदाय नमः
,, मोक्षदाय नमः

ॐ उत्तमाय नमः
,, अनुत्तमाय नमः
,, पुरुषोत्तमाय नमः
,, देवोत्तमाय नमः
,, मुक्तोत्तमाय नमः
,, उत्तमोत्तमाय नमः
,, आनंदाय नमः
,, जीवानंदाय नमः
,, वैष्णवानंदाय नमः
,, सुरानंदाय नमः
,, मुक्तानंदाय नमः
,, अक्षरानंदाय नमः
,, अखंडानंदाय नमः
,, नित्यानंदाय नमः
,, अतुलानंदाय नमः
,, अद्वैतानंदाय नमः
,, पूर्णानंदाय नमः
,, परमानंदाय नमः
,, सच्चिदानंदाय नमः

ॐ स्थुलाय नमः
,, सुक्ष्माय नमः
,, अचलाय नमः

,, चलाय नमः

,, एक मूर्तये नमः

,, सहस्र मूर्तये नमः

,, दुर्लभाय नमः

,, सुलभाय नमः

,, अगम्याय नमः

,, ज्ञान गम्याय नमः

ॐ भयकृते नमः

,, क्षेमकृते नमः

,, रुद्राय नमः

,, अरौद्राय नमः

,, ईशाय नमः

,, अनीशाय नमः

---

अच्युतं केशवं राम नारायणम् कृष्ण दामोदरं वासुदेवं हरिम् ।
श्रीधरं माधवं गोपिका वल्लभम् जानकी नायकं श्री रामचंद्रं भजे ॥

श्रीनारायण, नारायण, नारायण.

ॐ.

## शान्ति मंत्र.

નમસ્કાર અન્તે છેવટ આ નીચેનો શાન્તિ મંત્ર બોલવો.

ॐ द्यौः शान्ति रन्तरिक्ष ँ शान्तिः
पृथिवी शान्तिरापः शान्ति रोषधयः शान्तिः
वनस्पतयः शान्ति विश्वेदेवाः शान्ति र्ब्रह्म शान्तिः
सर्व ँ शान्तिः शान्तिरेवः शान्तिः सामा शान्ति रेधि ॥१॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ब्रह्मशान्तिः

---

# ભક્તજનોને કેટલીક જાણવા યોગ હકીકત.

## ત્રિપુટી.

| | દેવ | ગુણ. | શરીર અવસ્થા | નાડી. | અગ્નિ. | ભુવન | તાપ | પ્રાણ પ્રવાહ. | રંગ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | બ્રહ્મા | રજ | વાત | ઇડા | આગ | સ્વર્ગ | આધિ | પૂરક | રાતો |
| ૨ | વિષ્ણુ | સત્વ | પિત્ત | પીંગળા | વડવાનળ | મૃત્યુ | વ્યાધિ | કુમ્ભક | પીળો |
| ૩ | શંકર | તમ | કફ | સુશુમ્ણા | જઠરાગ્ન | પાતાળ | ઉપાધિ | રેચક | વાદળી |

## ચતુષ્પુટી.

| | વેદ | શરીર | યુગ | મુક્તિ | વર્ણ | આશ્રમ | જીવ ચતુષ્ઠ | શરીરા-વસ્થા |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ઋગ્ | સ્થુળ | સત્ય (કૃત) | સાયુજ્ય | બ્રાહ્મણ | બ્રહ્મચર્ય | મન | જાગ્રત |
| ૨ | યજુર્ | સુક્ષ્મ | ત્રેતા | સામિપ્ય | ક્ષત્રિય | ગૃહસ્થ | બુદ્ધિ | સ્વપ્ન |
| ૩ | શામ | કારણ | દ્વાપર | સાલોક્ય | વૈશ્ય | વાનપ્રસ્થ | ચિત્ | સુષુપ્તિ |
| ૪ | અથર્વ | મહા કારણ | કળી | સારૂપ્ય | શુદ્ર | સંન્યસ્ત | અહંકાર | તૂર્યા |

## પંચપુટી.

| | તત્વ | પ્રાણ | કર્મેન્દ્રિય | જ્ઞાનેન્દ્રિય | વિષય | કોષ | કમળ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | પૃથ્વી | અપાન | હાથ | નાક | ગંધ | અન્નમય | નાભિ |
| ૨ | જળ | પ્રાણ | પગ | કાન | શબ્દ | પ્રાણમય | હૃદય |
| ૩ | તેજ | ઉદાન | મ્હોં | જીભ | રસ | મનોમય | મુખ |
| ૪ | વાયુ | વ્યાન | ગુદા | આંખ | રૂપ | જ્ઞાનમય | હસ્ત |
| ૫ | આકાશ | સમાન | ઉપસ્થ | ચામડી | સ્પર્શ | વિજ્ઞાનમય | પાદ |

## ષટ્પુટી.

| | વિકાર | સ્વાદ | રૂતુ | ચક્ર | શાસ્ત્ર | દર્શન | કર્મ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | કામ | ખાટો | શિશિર | આધાર | ન્યાય | જોગી | સ્નાન |
| ૨ | ક્રોધ | ખારો | હેમંત | અધિષ્ટાન | સાંખ્ય | જંગમ | સંધ્યા |
| ૩ | લોભ | તીખો | વસંત | મણિપૂર | યોગ | સેવડા (જૈન) | જપ |
| ૪ | મોહ | તુરો | ગ્રિષ્મ | અનાહત | વૈશેષિક | સંન્યાસી | હોમ |
| ૫ | મદ | કડવો | વૃષા | વિશુદ્ધ | ધર્મમિમાંશા | દરવશ | સ્વાધ્યાય |
| ૬ | મત્સર | મીઠો | શરદ | જ્ઞાન* | બ્રહ્મમિમાંશા | બ્રાહ્મણ | પિતૃતર્પણ |

* યોગમાં સાતમું બ્રહ્મરંધ્રને ચક્ર ગણ્યું છે.

**એક શું ?**—પ્રભુ, ગુરૂ, ધર્મ, માતા, પિતા, પૃથ્વી, ચંદ્ર,
**બે શું ?**—આંખ, નાકના છિદ્રો, કાન, હાથ, પગ, દમ્પતિ;
**મુખ્ય સપ્ત મુની**—ગૌતમ, વિશ્વામિત્ર, ભારદ્વાજ, વસિષ્ટ,
કશ્યપ, અત્રિ, જમદગ્નિ.
**સાત સમુદ્ર**—ઘૃત, દધિ, ક્ષીર, મધુ, ઈક્ષ, ક્ષાર, મિષ્ટ (શુદ્ધ)
**અષ્ટધા સિદ્ધિ**—અણિમા, મહિમા, લઘિમા, ગરિમા,
પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિત્વ, અને વશિત્વ.
**આઠ દેવ**—અપ, ધ્રવ, સોમ, ધરા, અનિલ, અનલ, પ્રત્યૂષ,
(**વસુ**) અને પ્રભાસ.
**નવગ્રહ**—બુધ, શુક, પૃથ્વી, મંગળ, બ્રહસ્પતિ, શની,
યુરેનસ, નેપચ્યુન, અને ધૂમકેતુ
**નવધા ભક્તિ**—શ્રવણ, કીરતન, સ્મરણ, સંતસેવા,
૧ ૨ ૩ ૪
અર્ચન, વંદન, દાસત્વ, સખા, આત્મ-
૫ ૬ ૭ ૮ નિવેદન,
આ સર્વ ઉપરથી પ્રેમલક્ષણા ઉદ્ભવે છે.
૧૦
**નવખંડ**—ભરતખંડ જમ્બુદ્રીપમાં આવ્યો છે અને તે
દ્વીપના નવ ભાગ યા ખંડ છે. ૧ ઈલાવૃત, ૨
કેતુમાળ, ૩ હિરણ્ય, ૪ કુરૂ, ૫ રમ્ય, ૬ ભદ્રાશ્વ,
૭ ભરત, ૮ કિન્નર અને ૯ હરિવર્ષ.

**ધર્મલક્ષણ** ૧૦—૧ ધૃતિ (ધીરજ), ૨ ક્ષમા, ૩ દમ: (દમન), ૪ અસ્તેય, ( ચોરી ન કરવી ) ૫ સોચ, ૬ ઇંદ્રિયનિગ્રહ, ૭ ધી (બુદ્ધિ) ૮ વિદ્યા, ૯ સત્ય, ૧૦ અક્રોધ.

**૧૦ અધર્મલક્ષણ**—અધર્મના લક્ષણ દશ છે.

पर द्रव्येष्यभिधानं मनसा निष्ट चिंतनं
वितथाभि निवेशश्च त्रिविधं कर्म मानसम् ॥
पारुष्य मनृतं चैव पैशुन्यं चापि सर्वशः ।
असंवद्ध प्रलापश्च वाङ्यं स्याच्चतुर्विधं ॥
अदत्ताना मुपादानं हिंसा चैव विधानतः ।
परदारोप सेवाच शारीरं त्रिविधं स्मृतम् ॥

**ભાવ**—ઉપરના અધર્મો ત્રણ સાધને થઇ શકે છે.

**૧ મનવડે**—૧ પારકા દ્રવ્યની ઇચ્છા કરવી
૨ કોઇ પણ પ્રાણિનું ભુંડુ ઇચ્છવું
૩ અસત્યમાં સત્ય માની લેવું.

---

સનાતન ધર્મના લક્ષણ દસ છે એમ મનુસ્મૃતિ અધ્યાય ૬ ના શ્લોક ૧૨ માં કહ્યું છે.

धृति क्षमा दमो स्तेयं शौच मिंद्रिय निग्रहः ।
धीर्विद्या सत्यम क्रोधो दशकं धर्म लक्षणं ॥

૨ વાણીવડે-૧ કોઈને દુઃખ થાય એવું બોલવું
૨ જુઠું બોલવું
૩ ચાડી કરવી
૪ ખોટો ભરૂષો આપવો

૩ કાયાવડે—૧ અયોગ્ય કર્મ કરવું
૨ કોઈ પણ જીવને મારવો
૩ પરસ્ત્રીનો સંગ કરવો

**દિશા દશ છે**—પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, અગ્નિ, નૈરૂત્ય, વાયવ્ય, ઈશાન, આકાશ અને પાતાળ.

રૂદ્ર [શિવ] ૧૧, સૂર્ય ૧૨, યક્ષ ૧૩ અને રત્ન ૧૪ છે.

**ચૌદ રત્નો**—આ રત્નો સમુદ્ર મન્થન કરતાં નીકળ્યાં હતાં. ૧ લક્ષ્મી, ૨ કૌસ્તુભમણિ, ૩ પારિજાતક, ૪ સુરા, ૫ ધનવન્તરી, ૬ ચંદ્રમા, ૭ કામદુધા, ૮ ઐરાવત, ૯ અપ્સરા, ૧૦ સૂર્યનો ઘોડો, ૧૧ અમૃત, ૧૨ સારંગ ધનુષ્ય, ૧૩ શંખ, ૧૪ હળાહળ વિષ.

**પંદરમિતિ**—પ્રતિપદાથી પૂર્ણિમા પર્યન્ત

**અઢાર પુરાણ**—૧ બ્રહ્મ, ૨ પદ્મ, ૩ વિષ્ણુ, ૪ શિવ, ૫ લિંગ, ૬ ગરૂડ, ૭ નારદિય, ૮ ભાગવત, ૯ અગ્નિ

૧૦ સ્કંદ, ૧૧ ભવિષ્ય, ૧૨ બ્રહ્મવૈવર્ત, ૧૩ માર્કન્ડેય, ૧૪ વામન, ૧૫ વરાહ, ૧૬ મત્સ્ય, ૧૭ કૂર્મ, ૧૮ બ્રહ્માંડ.

હરિજનો ! દુનિયામાં જન્મી, એ પાઠશાળાના પાઠો ગુરૂ મારફતે શીખી, અમલમાં મુકી ભક્તિમાર્ગે વહન કરી, પ્રેમલક્ષણા પ્રાપ્ત કરી જીવન કે જન્મ સફળ કરી કૃતકૃત્ય થાઓ ! આ મારી સર્વ ભાઈબંધ જીવો માટેની સતત્ પ્રાર્થના અને શુભેચ્છા સાથે આ પુસ્તકની સમાપ્તિ કરૂં છું. ભૂલચૂક કે પ્રમાદની ક્ષમા ઈચ્છું છું. આ અલ્પ છતાં શુભ પ્રયાસ લાગતાં ભાઈબેનો તરફથી ઉત્તેજન મળશે તો આગળ વધવાની આશા રાખું છું. કર્ત્તાની કિંમત સમુદ્રની અથાગ રેતીમાંના એક કણ સમાન પણ નથી, અને આ પુસ્તકમાં સમાવેલો વિષય મહાસાગરના જળકણોના એક કણ સમાન પણ નથી. આ સમજ સાથે ૐ શાન્તિ ! શાન્તિ ! શાન્તિ !

